# કુર્આની કિસ્સા

—સિદ્દીક઼

# બઝમે ઈકબાલ

## ઉદ્દેશ

ઇકબાલના આદર્શોનો જનતામાં પ્રચાર થાય તે માટે પ્રયત્ન કરવો.

गूजरात विद्यापीठ ग्रंथालय
[ गूजराती कॉपीराइट विभाग ].
अनुक्रमांक 22577 किंमत
ग्रंथनाम कुरआनी किस्सा
वर्गांक 57 : 21, 63

1. થોડાંક ચરિત્ર દર્શનો.
2. જંગે યરમૂક.
3. વતનની વેદી.
4. કુર્આની કિસ્સા.

'બઝમે ઇકબાલ' ગ્રંથમાળા : પુસ્તક ચોથું

# કુર્આની કિસ્સા

'સિદ્દીક'

મૂલ્ય : પાંચ આના

પ્રકાશક :

બઝમે ઇકબાલ

કઠોર.

કઠોર (જીલ્લા સુરત)ની બઝમે ઈકબાલ અને તેણે અમલમાં મુકેલી પોતાની ઇલ્મી યોજના વિષે મ્હેં અંગત માહિતી મેળવી છે. એ જાણીને મ્હને અનહદ ખુશી થઈ છે કે અહિં આદર્શ અને અમલનું મુબારક સંગઠન થઇ રહ્યું છે; બઝમ આપણા ઈકબાલની યાદ તાઝી રાખે છે અને બઝમની માળા, આપણા ઈકબાલની તા'લીમનો પ્રચાર કરે છે. મુસ્લિમ જવાનોને મ્હારી આગ્રહભરી અપીલ છે કે બઝમે ઈકબાલને પોતાનો સાથ તથા બઝમે ઈકબાલ ગ્રંથમાળાને ઉત્તેજનનો હાથ આપે. સંસ્થાને મુબારકબાદ આપું છું અને સાહસને સફળતા ઇચ્છું છું.

અહમદાબાદ } (એડવોકેટ) ગુલામ હૈયદર મોમીન
[બી. એ. એલએલ. બી]

# નિવેદન

અમારૂં ચોથું પુસ્તક કંઇક મોડું બહાર પડી રહ્યું છે. ગ્રંથમાળાના પ્રચારાર્થે એના મુખ્ય સંચાલક ગુજરાત કાઠિયાવાડના દવરે ગયા હતા, તેથી તેમજ બઝમે ઇકબાલના બંધારણ અને પ્રવૃત્તિઓનું કામ હાથ પર ધરેલું હોવાથી તેમ થવા પામ્યું છે. ઇન્શા અલ્લાહ, હવેથી પુસ્તકો નિયમિત બહાર પડતાં રહેશે.

આ વિલંબથી યોજનાના અંગે ગ્રાહકોને જે પ્રમાણમાં સાહિત્ય આપવાનું માથે લીધું છે તેમાં કશો ફર્ક પડવાનો નથી.

અમારા આ નેક અને કવમોપયોગી કાર્યમાં, આફ્રિકા જેવા દૂરદરાઝ સ્થળે રહી જનાબ હાજી **ઇસ્માઇલ મુહમ્મદ વલીયુલ્લાહ** સાહબ સંગીન સહકાર આપી અમારી આ ઉછરતી સંસ્થાને તરક્કી આપવામાં જે ફાળો આપી રહ્યા છે તે બદલ અમે તેમનો પુનઃ આભાર માનીએ છીએ.

ઉપરાંત, કલકત્તા તેમજ રંગુન ખાતે જનાબ **મહમૂદ ઈસ્માઈલ દાદાભાઈ** સાહબ પણ અમારી આ ગ્રંથમાળાની તરક્કી માટે જે ઝહેમત ગવારા કરી રહ્યા છે તે બદલ તેમનો પણ ઉપકાર માનીએ છીએ.

ગ્રંથમાળાના પ્રચારાર્થે નીકળેલા એના મુખ્ય સંચાલકને ગુજરાત–કાઠિયાવાડના જે જે ભાઇઓ અને બુઝુર્ગોએ મદદ કરી તેમનો પણ આ તકે અંતઃકરણપૂર્વક આભાર માની, ભવિષ્યમાં પણ તેઓ પોતાનો કીમતી સહકાર આપી આ અંગત સ્વાર્થ વિનાની ગ્રંથમાળાને તરક્કી આપે એવી આશા રાખીએ છીએ.

બઝમે ઇકબાલના સંચાલકો.

# અનુવાદકના બે બોલ

**આ**જે જ્યારે એક તરફ સિનેમા અને આમ જિહાલત કવમના માનસ અને પુરૂષાર્થને હણી રહી છે, ત્યારે બીજી તરફ નાટકીઆ અને સડકીઆ વાંચનથી તેના ચરિત્રનું ડાટ ધમસાણ વળી રહ્યું છે. એવું ચરિત્ર-વિનાશક ગંદુ સાહિત્ય પુરૂં પાડતાં અખ્બારો ધીકતો ધંધો કવમની એ પરિસ્થિતિને અંગેજ કરી રહયાં છે અને ઠરેલ તથા શિષ્ટ વિચારો કેળવતાં ગણત્રીના થોડાંકજ પ્રકાશનો ઝરૂરત પુરતો પણ સહકાર કે સત્કાર મેળવી સકતાં નથી.

એવી સામાન્ય બેહાલી અને બેલગામીના સમયમાં રચનાત્મક અને પ્રેરણાત્મક સાહિત્ય કવમ સમક્ષ રજુ કરવાનો "બઝમે ઈકબાલ"નો નેક આશય જેટલો આવકારદાયક છે તેટલોજ અથવા તેથીએ વધુ સવેળાનો પણ છે અને કવમના દરેકે દરેક સભ્ય કનેથી બહોળું ઉત્તેજન માગી લે છે. એવાજ નેક હેતુથી પ્રેરાઇ આ "કુર્આની–કિસ્સા"ને ગુજરાતી લિબાસમાં પેશ કરવાની મ્હેં હામ ભીડી હતી, જે "મુસ્લિમ ગુજરાત"માં કટકે કટકે છપાઇ આજે પુસ્તકાકારે બહાર પડયાનો સંતોષ અને આનંદ આપે છે.

વાર્તા કોઇ પણ ભાષાના સાહિત્યનું એવું મનોહર અને ચિતચોર અંગ છે જે કવમના જીવન-વ્યવહાર, આચાર વિચાર અને નીતિ-રીતિના દર્પણ અને દર્શનરૂપ હોય છે અને કવમજનોના ચારિત્ર્ય ઘડતરમાં ઘણોજ અગત્યનો ભાગ ભજવે છે. કિસ્સાઓનો મૂળ હેતુ કુર્આને કરીમના ઇર્શાદ મુજબ પણ મનની ઉચ્ચતા પ્રાપ્ત કરવા અને બોધ તથા બુઝુર્ગ ગ્રહણ કરવાનો છે, સત્ય અને શિષ્ટાચાર

કેળવતી વાર્તાઓની મહત્વતાનો એથી વધુ સચોટ પુરાવો બીજો કયો હોઇ સકે ? વાર્તા એક વિષયને અસરકારક અને આકર્ષક રીતે પેશ કરવાનું ઉત્તમોત્તમ સાધન છે અને મવલાના રૂમી (રહ.)ની "હસ્ત કુર્આં દર ઝબાને પહ્લવી" ("ફારસી ભાષામાં કુર્આન છે")નો ઉચ્ચ મર્તબો ધરાવતી અજોડ અને જગવિખ્યાત મ.થનવી પણ કદાચ એ કારણસરજ કિસ્સાઓથી ઓતપ્રોત છે.

અહિં જે પયગમ્બરી-કિસ્સા વર્ણવામાં આવ્યા છે, તે બધા કુર્આન શરીફમાંથી તારવી કાઢવામાં આવ્યા છે. એ કિસ્સાઓ કુર્આનમાં જુદે જુદે સ્થળે સમય અને પ્રસંગની અગત્યતાનુસાર મુદ્દાસર બયાન કરવામાં આવ્યા છે. એ સંક્ષિપ્ત મુદ્દાસરની અને પ્રસંગસરની વર્ણનશૈલિ કુર્આની ફસાહત અને બલાગતની અનેક વિશેષતાઓમાંની એક છે. ખયર, ત્યારે એ અંગે પણ અહિં વિસ્તારીને વર્ણવેલા કિસ્સાઓ કુર્આન શરીફના એ કિસ્સાવાળા ભાગોને સમજવા માટે એક ટુંક ટીકા—તફસીર—ની પણ ગરઝ સારે છે.

એ ઉપરાંત એ કિસ્સાઓના પાત્રો જગતના તે મુકદ્દસ મહાત્માઓ અને આદર્શ ઇન્સાનો છે, જેમને અલ્લાહ તઆલાએ પોતાની પસંદગીથી પોતાના પયગમ્બરો બનાવી જગતજનોની હિદાયત અને રહબરી માટે મોકલ્યા હતા. જગતના ઇતિહાસમાં એથી વધીને જગતની જ્યોતસમા આદર્શ-જીવનો બીજે કયાં મળી સકવાના હતા?

યુસુફ (અ. સ.) પ્રત્યે એમના ભાઇઓની કિના બાઝી તથા વૈરવૃત્તિ અને વળતામાં યુસુફ (અ. સ.)ની મહેરવૃત્તિ અને ઉદારવૃત્તિ એમને અઝીઝે મિસ્રને ત્યાં વર્ષોના જેલ-વાસ અને તે પછીનો

ગૌરવવંતો મહેલ-નિવાસ, મિસ્રી સન્નારીઓએ એમના પ્રલોભન અર્થે પોતાના રૂપ અને અદાની પાથરેલી જાળ અને એ બધા આકર્ષણો સ્હામે એમની ફરિસ્તા સમી મનની મક્કમતા અને નિર્મળતા, યઅકૂબી સબ્ર અને તેના મીઠાં ફળ; એ અને એવા બીજા અનેક સદ્‌ગુણો આજેય આપણને નૈતિક અને આત્મિક સુધારણા અને ઉચ્ચતા, નિડરતા અને દ્રઢતાના અનેક પાઠો શીખવી સકે છે.

ફિરઅવન જેવા "અ ન રબ્બુકુમલ અઅલા" (હું તમારો મોટો ખુદા છું)નો પડકાર કરનાર અલ્લાહ અને અલ્લાહવાળાઓના કટ્ટા શત્રુનાજ હાથે, મૂસા (અ. સ.)નું પાલન પોષણ કરાવે છે, કુદરતની ગુપ્ત શકિતયોનું ભાન અને મેળવી સકાય છે તેમાંથી રીબાતા પીડાતા ઇન્સાનો માટે ઉધ્ધાર અને આશ્વાસન.

એવીજ રીતે દરેકે દરેક કિસ્સામાંથી આપણે આપણા કોઇ પણ જીવન-ક્ષેત્રમાં શ્રેષ્ટતા અને સફળતા અર્થે હકીકી માર્ગ-દર્શન, ઉચ્ચ આદર્શો અને નવચેતન મેળવી સકીએ છીએ. અલ્લાહ તઆલા આપણને એ આદર્શો ઝીલવા અને જીવનમાં ઉતારવાની સદબુદ્ધિ અર્પે અને પયગમ્બરોના સરદાર હઝરત મુહમ્મદ મુસ્તુફા (સ. અ.)ની સાચી પયરવી નસીબ કરે. આમીન !

**વમા તવફીકી ઇલ્લાબિલ્લાહ !**

મુંબઇ
૧-૧૨-૪૦

ખાકસાર,
સિદ્દીક

# પરિચય અને સિફારિશ

મુસ્લિમ-ગુજરાતનાં પાનાઓ ઉપર વેરાયલો હજી એક બીજો ગુલાબ-સમૂહ, "બઝમે ઇકબાલ"ના રસિક હાથે વીણાય, તેની કિતાબ-માળા દ્વારા કાઇમી કલગીનું સ્થાયી રૂપ પામે છે એની મ્હને ખુશી થાય છે. દિલી દુઆ છે કે એ રૂપમાં પણ આ કિસ્સાઓ તેટલોજ આદર મેળવશે જે તેઓ પોતાના મઝકુર આરંભિક રૂપમાં મેળવી સકયા હતા.

કુર્આને હકીમ, જીવન-જ્ઞાન છે. એ અર્થમાં જેમ તેની અંદર દીન અને દુન્યાના બીજા ઇલ્મો છે તેમ, ઇતિહાસ-ભાન પણ છે અને ભૂગોળ-ભાસ પણ. આ કિસ્સાઓ કુર્આનની ઇતિહાસ-ભૂમિકાનો કંઇક ખ્યાલ અભ્યાસીઓને આપશે અને અહિં આ ગ્રંથમાળાના સંચાલકોથી એ આશા રાખવી વધુ પડતી લેખાશે નહિં કે તેઓ, "**કુર્આની કિસ્સા**"ના સાથી-પુસ્તક તરીકે, કુર્આનની ભૂગોળ-ભૂમિકાનો પરિચય આપે એવું એક પુસ્તક પણ ગુજરાતી ભાષાને આપશે.

ઇતિહાસ-જ્ઞાનની અગત્યતા તેના બોધ કિંવા ઇબ્રત દેતા નતીજાઓમાં છે. બનાવોની નરી જાણ, એની મેળે કંઇજ નથી; બનાવોનાં તાત્પર્યો અને પરિણામો સર્વસ્વ છે. પરિણામો કાઢતાં આવડવું જોઈએ; તાત્પર્યો દેખવાની શકિત અને ગ્રહવાનું ડહાપણ જોઇએ. ઇતિહાસ-શિક્ષણ અને ઇતિહાસ-વાંચનનાં એજ ઉદ્દેશો અને આશયો છે. કુર્આનમાં ઇતિહાસના એ બીજા સ્વરૂપનેજ વધુ પ્રબળતા અપાય છે. તેમાં અઐતિહાસિક બનાવો છુટાછવાયા છે; ભરમાર તેમાં

પરિણામો અને તાત્પર્યો, નતીજાઓ અને બોધોની છે. આ કુર્આની કિસ્સાઓ, વાંચકને કુર્આનના ઇતિહાસ-શિક્ષણના એ સ્વરૂપનો પણ સારો ભાસ આપી સકશે.

આ વિષય એટલો વિશાળ છે કે આ ન્હાની પ્રસ્તાવનામાં તેને પ્રસારવાની ગુંજાઇશ નથી એને માટે તો આ ગ્રંથમાળાનો એક નોખો અને સ્વતંત્ર મણકોજ જોઇએ.

× × ×

એના જવાન અનુવાદક, ભાઇ સિદ્દીક મુસ્લિમ ગુજરાતી જનતાને જો કે પરિચિત છે, છતાં વિસ્તૃત પરિચયના મુહતાજ છે અને ખરેખર, એક મુલ્તવાયલા હકદાર પણ, વર્ષોથી એ જવાન પોતાની છુટીછવાઇ કલમી કોશિશો દ્વારા પોતાની અમલી રસિકતા-સંપૂર્ણ ખામોશીથી અને પોતાને મુદ્દલ આગળ ધર્યા વિના-દેખાડી રહયા છે. એમના વાંચકોએ પણ એમના લેખો અને અનુવાદોનાં, કોણની દરકાર કર્યા વિના, શું ઉપરજ ઉજાણી કર્યા કરી છે. ઝુરૂર તેઓ આજે તેમના વિષે પહેલીજ વાર થોડુંક વધુ જાણીને ખુશ થશે; જો કે હું તેમને ખાત્રી આપું છું કે, હું આ થોડું પણ લખીને સિદ્દીકને તો નાખુશ કરીશ.

રિવાજી અર્થમાં, સિદ્દીક સાહબ લેખક નથી—ધંધાદારી પણ નહિં તેમજ શવકના પણ નહિં. તેઓ એક વેપારી છે અને વેપારી પ્રવૃત્તિઓમાં ખૂબ રચીપચી રેહતા વેપારી છે. દિલમાં કવમી દર્દ અને દિમાગમાં કવમી રસિકતા ઓતપ્રોત હોવાથી, સારી ચીઝ વણી સકે છે અને ઉમ્દા પસંદગી કરી સકે છે. એમ જાણે, વિષયને

શોધવા તેઓ નથી જતા, વિષય તેમને શોધતો આવે છે. અને વિષય આવ્યો—એટલે કે પસંદગી પામ્યો—કે તરતજ પોતાને જે ગમ્યું તે અન્યોને પણ આપવાની જાણે તેમનામાં એક પ્રકારની તાલાવેલી જન્મે છે. પછી, એ માટે જોઇતો સમય કેમ કાઢવો તે એક સવાલ થઇ પડે છે. ફુરસતની ઘડીઓમાં કે આરામના સમયમાં કેમે કરીને જોઇતો વકત કાઢી લેવાય છે જેનાં ફળ કવમને આપી દેવાય છે. એવી સ્થિતિમાં, દેખીતુંજ છે કે કવમને ઝાઝું તો નહિંજ મળી સકે; પરંતુ એવી વૃત્તિમાં એજ નક્કી છે કે જે થોડું મળે તે નક્કર અને સંગીનજ મળે.

એજ અર્થમાં હું એમને લેખક નથી લેખતો. કારણ કે અહિં વિનતિ, આગ્રહ કે આજ્ઞાથી કદી કશું લખાતુંજ નથી; ઉપયોગિતા પ્રેરે અને વ્યવહાર આકર્ષે તેજ અને ત્યારેજ લખાય.

તેથીજ દાખલા તરીકે, સિદ્દીકને 'સિદ્દક' વાળા દર્યાબાદી સાહિબના લેખો તરફ ખાસ પક્ષપાત છે. તેથીજ, સિદ્દીકના બીજા લેખો, અનુવાદો અને ભાષાંતરો પણ વિષયે અને શૈલિયે દર્યાબાદી રંગે રંગાયલાં હોય છે. 'કુર્બાનીની કિસ્સા' પણ એમાં અપવાદ રૂપ નથી.

કલમનો એવો ખાદિમ ખ્યાતિનો ભૂખ્યો નજ હોય; તે હેતુસરજ લખે અને પરિણામોનેજ બદલો માને. એવા કલમી ખાદિમોની આજે આપણને ઘણી ઝુરૂરત છે; કારણ કે, સાહિત્યના વંઠી ગયલા રસ અને પડી રહેલા ધોરણની લાજ એવાજ જવાનો રાખી સકે છે. એવાજ એક બીજા લેખક આપણા "ગરીબ"

૨૨૫૭૭



સાહિબ છે, જેઓ આ ભાઇ 'સિદ્દીક'ના મ્હોટા ભાઇ છે. રસિકતા અને આદર્શોમાં બન્ને વચ્ચેના સામ્યની અર્થસૂચકતા દેખીતી છે.

એ ટુંક પરિચય પછી એ પુસ્તિકાની સિફારિશ કરવી એટલે સાથેજ તે 'બઝમે ઇકબાલ' ગ્રંથમાળાની સિફારિશ પણ કરવા બરાબર છે જેનો આ એક અવયવ છે લોક-રસ જ્યારે ગંદગીના મોહમાં પડયો છે, વાંચન-રસ જ્યારે છેકજ બગડી ગયો છે. આપણા જવાનો જ્યારે નિર્મળ અને સુઘડ સાહિત્ય તરફ પીઠ ફેરવી રહયા છે એવી ઘડીએ 'બઝમે ઇકબાલ' ગ્રંથમાળા ધોરણ સાચવવાનો, દિશા પલટવાનો, માર્ગ દેખાડવાનો, હેતુ લઇને મયદાને પડે, એ કંઇક અભિલાષા કહેવાય. એને માટે સહકારની ઇચ્છા, ઉત્તેજનની સિફારિશ અને સફળતાની દુઆ છે.

" મુસ્લિમ-ગુજરાત " ઓફિસ<br>
સુરત.<br>
૧૦-૧૧-૫૯ હિ.

—મુનાદી

ઉર્દૂની મશ્હૂર લેખિકા :

હિજાબ ઇમ્તિયાઝઅલી રચિત

**આંસૂની ઈમારત**

[ ઈસ્લામી સંસારની એક સુંદર નવલકથા ]

મુલ્ય : આઠ આના

[ પોસ્ટેજ બે આના વધુ ]

મળવાનું ઠેકાણું.

બઝમે ઇકબાલ

**કઠોર**

(વાયા સાયણ)

પાનવાળા ભાઈઓ!

**તાઝા ફુલોની સુવાસથી મઘમઘતી**

**પાન બહાર વીનસ ટેબ્લેટસ**

વાપરી તમારા વેપારમાં તરક્કી કરો. જે જે પાનવાળા એ ટેબ્લેટસ વાપરે છે તેમને ત્યાં ગ્રાહકોનો પુષ્કળ ધરોડો હોય છે. ગુણ, સુગંધ અને સ્વાદમાં સર્વોત્તમ પુરવાર થઇ ચુકી છે. આકર્ષક પેકીંગ છતાં કીમ્મત ઓછી.

જોઈએ છીએ : ગામેગામ આબરૂદાર એજન્ટો, ભરપુર કમીશન. લખો:—**શ્રી વીનસ કેમીકલ્સ કું.**

કોઠાર પાસે, **ભાવનગર.**

ચોંકશો નહિ! તમારા ટૂથ બ્રશના વાળ સુવ્વરના છે.

ટૂથ બ્રશ એટલે બ્રિસ્ટલ-બ્રશ

અને બ્રિસ્ટલ-બ્રશ એટલે સુવ્વરના વાળ!

## મુસલમાન ક્યાં અને એ નજાસત ક્યાં?

અજાણપણે એમ કર્યું, હવે જાણ્યા પછી એને છોડો

અને

# * "મિસ્વાક" વાપરો *

| | |
|---|---|
| મિસ્વાક<br>એટલે<br>બ્રશમાં મિસ્વાક<br>અને<br>મિસ્વાકમાં બ્રશ | એ વાળના નથી,<br>રેશાના છે.<br>દીની નઝરે દુરૂસ્ત,<br>દુન્યવી નઝરે<br>તન્દુરસ્ત. |

* મિસ્વાક જુનીયર: બચ્ચાંઓ માટે
* મિસ્વાક લેડીઝ: અવરતો માટે
* મિસ્વાક પ્રોફિલેકટિક અને શોર્ટ હેડ: મર્દો માટે.

સ્ટોકિસ્ટ: **મુહમ્મદ અહમદ બ્રધર્સ.**

૨૨૦, કટલેરી બાઝાર, મુંબઇ ૩.

# અમારે ત્યાં મળતાં પુસ્તકો

| | | |
|---|---|---|
| થોડાંક ચરિત્ર-દર્શનો | ( સીરતી ) | ૦-૫-૦ |
| જંગે પરમૂક | „ | ૦-૫-૦ |
| વતનની વેદી | „ | ૦-૫-૦ |
| આંસૂની ઇમારત | „ | ૦-૮-૦ |
| મુહમ્મદઅલી | ( મુનાદી ) | ૦-૬-૦ |
| નિદાએ મિલ્લત | | ૦-૨-૬ |
| મુસ્લિમ સમયનું સ્પેન | (દરગાહવાલા) | ૦-૮-૦ |
| હિંદનું મુસ્લિમ રાજકારણ | | ૧-૦-૦ |
| મુસ્લિમ લીગનો ઇતિહાસ | | ૨-૦-૦ |
| મવલાના મુહમ્મદઅલી | | ૧-૪-૦ |
| જવાળાઓ | | ૦-૮-૦ |
| ચિનગારી | | ૧-૦-૦ |
| લલકાર | | ૦-૪-૦ |
| હૃદયના રૂધિર | | ૦-૪-૦ |
| ઝણકાર | | ૦-૪-૦ |
| હિન્દુ-મુસ્લિમ એકતા | | ૦-૯-૦ |
| ઇકબાલ : મિલ્લતનો હુદીખ્વાં | | ૧-૦-૦ |

( પોસ્ટેજ અલગ ) આજેજ લખો :—

**બઝમે ઈકબાલ**

કઠોર (વાયા : સાયણ.)

# તમને 'ગેસ' ચઢે છે ?

તો 'અઝીઝ ગેસડોન'ને એક
તક કેમ નથી આપતા ?

## અઝીઝ ગેસડોન એટલે

ગેસની બીમારીનો કટ્ટો દુશ્મન: પેટના તમામ દર્દોનો અચૂક અને હયદરબાણ ઈલાજ

**આજેજ આઝમાઇશ કરી જોવા ભલામણ છે.**

શીશી એકની કીમત રૂ. ૧-૪-૦
સેમ્પલ પેકેટ એક આનો
[ પોસ્ટેજ અલગ.

## અઝીઝ સિલ્વર ટોનિક પિલ્સ

આ ગોળી પુરૂષાતન માટે અદ્દભૂત છે, સ્થંભન શકિતને બેવડી બનાવે છે. પહેલીજ ખુરાકમાં ચમત્કાર દેખાડે છે. સમાગમ શકિતમાં બેહદ વધારો કરે છે. દિલ આનંદ અને ઉલ્લાસથી નાચી ઉઠે છે. બાળપણમાં જેઓ કુટેવથી તાકત ગુમાવી બેઠા હોય તેમનામાં ફરી પાછું નવજીવન અને નવચેતન રેડે છે.

એક ગોળી રાતે સુતી વખતે પાશેર દૂધ સાથે લેવી.
ખાસ મવકા માટે ગોળી એક કલાક પહેલા લેવી.

ગોળી ૨૧ના રૂા ૪-૧૨-૦ નમુનાની એક ગોળી ૦-૬-૦

લખો અથવા મળો :—

**અઝીઝ ફાર્મસી**
દરબાર રોડ. બાંટવા.

وَكُلًّا نَّقُصُّ عَلَيْكَ مِنْ اَنْبَاۤءِ الرُّسُلِ مَا نُثَبِّتُ بِهٖ فُؤَادَكَ وَجَاۤءَكَ فِيْ هٰذِهِ الْحَقُّ وَمَوْعِظَةٌ وَّذِكْرٰى لِلْمُؤْمِنِيْنَ * ( سورة هود پاره ۱۲ )

“અને અમે જે કંઇ તને નબીઓના સમાચાર રૂપ સંભળાવીએ છીએ, તે એટલા માટે છે, કે અમે તે દ્વારા ત્હારૂં દિલ દૃઢ કરીએ; અને એમાં તને સત્ય અને બોધ અને ઇમાનીઓ માટે યાદદાસ્ત પ્રાપ્ત થાય છે.”

—હૂદ

# અર્પણ

અમારૂં આ લઘુ પુસ્તક મુહતરમા **ખદીજાબાઇ તે અલ્હાજ સુલયમાન હુસયન દાદાભાઈ** સાહબની વિધવાને માન અને સ્નેહ સહિત અર્પણ કરીએ છીએ.

**મુહતરમા ખદીજાબાઇ** કેરનાં એક નામાંકિત બાનુ છે અને એમના મર્હૂમ શવહરના પગલે ચાલી એમણે અત્યાર લગીમાં હઝારો રૂપીઆની ઉદાર સખાવતો કરી છે.

રંગુનની પ્રખ્યાત પેઢી **સુલેમાન દાદાભાઈ બ્રધર્સ લી.** નું તેઓ સફળ સંચાલન કરી રહ્યાં છે. મઝકુર પેઢીના તેઓ મેનેજીંગ ડાયરેકટર છે. સુન્ની વ્હોરા કવમમાં ખુસૂસન અને સમસ્ત મુસ્લિમ કવમમાં ઉમૂમન તેઓ પ્રથમ સ્ત્રી ડાયરેકટર છે અને આવી એક ઝબરદસ્ત પેઢીને પોતાની કુનેહ અને બાહોશીથી જે ફરોગ આપી રહ્યાં છે એ બદલ પ્રસંશાના તેઓ ખરેખરા મુસ્તહક છે.

ખુદા તેમની ઉમ્ર દરાઝ કરી આવા કવમોપયોગી અને પરોપકારી કાર્યોમાં મદદ કરવાની તેમને નેક તવફીક આપો એવી તે માબૂદેકરીમથી અમારી અંતઃકરણપૂર્વકની દુઆ છે.

અમો છીએ,

બઝમે ઇકબાલના સંચાલકો.

આદમીઓના પિતા આદમ (અ.) ને અર્પણ

# કુર્આની કિસ્સા

## [ ૧ ] પૃથ્વી ઉપર પહેલું ખૂન

આદમ (અ.)ને હવ્વા (અ.) ને પૃથ્વિની સપાટી ઉપર આબાદ થયાને વર્ષો વીતી ચુકયા હતા. આદમની અવલાદ એક સાદું અને નિર્મળ જીવન ગાળી રહી હતી. હવ્વાની પુત્રીઓ અને આદમના પુત્રો દિન રાતનો મ્હોટો ભાગ ઝિક્ર અને ફિક્રમાં ગાળતા અને સુખ સંપની સર્વોત્તમ નિઅમતના લ્હાવા લૂંટતા હતા. પૃથ્વિની આ નવી અને નાદિર મખ્લૂક ઉપર આકાશી જગતના ફરિસ્તાઓનો ભૂલાવો થતો હતો. ભાઇચારા અને ઇત્તિફાકની લાગણીઓ તેઓના સામુદાયિક જીવનનો આત્મા બની રગેરગમાં પ્રસરી ચુકી હતી. ગુનાહના નામથી તેઓ નાવાકિફ હતા. તેમના પાક અને નિષ્કલંક દિલો માંહોમાંહેના વેરઝેર અને અંટસથી કલુષિત થવા પામ્યા ન હતા. ભાઇઓ અને બહેનો વચ્ચે કોઇ કોઇ વેળા ઉપસ્થિત થતા નિર્દોષ ઝગડાઓને આદમ (અ. સ.)નો સ્નેહભાવ અને હવ્વા (અ. સ.)ની મુહબ્બત પ્રેમપૂર્વક શમાવી દેતાં હતાં. સારાંશ કે મુઠ્ઠીભર ઇન્સાનોની આ

જમાઅત નિર્દોષ આનંદની મોજ માણુતી હતી અને પૃથ્વિની સપાટી ઉપર પહેલું માનવ કુટુંબ મુહબ્બતનું એક અનેરૂં દળ હતું, જે ઉપર અલ્લાહની રહેમત પળે પળે વર્ષા રહી હતી.

આદમ અને હવ્વાએ પોતાના રહેઠાણુ માટે એક રમણીય ખીણુ પસંદ કરી રાખી હતી, જેની હરિયાળી ચોતરફ ફેલાયલી હતી. આ દુન્યવી જન્નતમાં, અનેક નદી નાળા હિમાચ્છાદિત શિખરો ઉપરથી નીચે ઉતરી વહી રહયા હતા. વિવિધ પ્રકારની ફળફળાદીથી લદાયલા વૃક્ષો આ જગ્યાની મનહરતામાં વધારો કરી રહયા હતા. કુદરતે રંગબેરંગી સુંદર પુષ્પોની ત્યાં કંઇ એવી તો અનેરી રેલ છેલ કરી હતી, કે જાણે સ્વર્ગની અપ્સરાઓ એ ફુલોના વેશમાં આવી સ્મિત કરે છે એમ લાગતું હતું.

આદમ અને હવ્વાએ આ રમણીય જગ્યા એટલા માટે પસંદ કરી હતી કે આ દર્પણરૂપી ખીણમાં તેમના આકાશી નિવાસ, અર્થાત "સ્વર્ગીય બાગો, જેની નીચે નહેરો વહે છે"ની તેમને આછી ઝાંખી થતી હતી. જ્યારે તેઓએ આ ઝમીન ઉપર કદમ મૂકયો ત્યારથીજ તેઓ આ પૃથ્વિ જગતને આકાશી જગતની પ્રતિમા બનાવવાની ધૂનમાં લાગેલા હતા અને આ પાણી પદાર્થવાળા જગતના રૂપરંગમાં તેજ મનહરતાઓ પયદા કરવા મથતા હતા કે જેની યાદો તેઓના દિલ અને દિમાગમાં જેવીને તેવી તાઝી હતી. તેઓ કુદરતની અવ્યવસ્થિત અને વેર વિખેર સુંદરતાને રચનાત્મક અને પ્રેરણાત્મક બનાવવા દિનરાત અણથક મિહનત કરી રહયા હતા. દુન્યામાં આર્ટ (કળા)નો પાયો આ ભાવનાથી શુરૂ થયો. આદમના પહેલા ઘરથી હુનરનું મંડાણ થયું.

આ રળિયામણી ખીણુના પશુ પ્રાણીઓ પણ આ મખ્લુક અર્થાત ઇન્સાન સાથે એવા તો ભળી ગયા હતા કે હાબીલ ઇબ્ને આદમ (અ. સ.) જ્યારે ખેતરમાં ઉભો રહી મ્હોટા સાદે "તઆલ! તઆલ!" (આવ! આવ!) પોકારતો તો પહાડના આઝાદ ઘેટાં, બકરાંઓ છલાંગો મારતા મારતા તેની આસપાસ ભેગા થઈ જતા અને હાબીલ પોતાના હાથે ઝાડના પાંદડા તોડી તોડી તેમને ખવડાવતો અને દરેકની પીઠ વ્હાલથી થાબડતો. એમ તો ખીણુના આ પ્રાણીઓ માટે ઘાસ, પાનનો કંઇ તોટો ન હતો, પરંતુ એમ જણાતું હતું, કે તેમને હાબીલના હાથે પાંદડાં ખાવામાં કંઇ અનોખી લઝઝત મળતી હતી અને તેમના દિલોમાં ઇન્સાનના અશરફુલ મખ્લૂકાત હોવાનું ભાન પયદા થઇ ગયું હતું.

આદમ (સ. અ.) પુત્રો આખો દિવસ નવી નવી વસ્તુઓની શોધમાં અને નવા નવા જાનવરો વશ કરવામાં મશ્ગૂલ રહેતા અને હવ્વા (અ. સ.)ની પુત્રીઓ સવાર સ્હાંજ ફુલો તોડવામાં અને ફળો ભેગા કરવામાં લીન રહેતી. સૂર્યાસ્ત સમયે ખેતરમાં કે જે એક ઝરામાંથી ફુટતી બે નદીઓ વચ્ચે આવેલો હતો, આદમ (અ. સ.) અને હવ્વા (અ. સ.)ની આસપાસ સૌ ભેગા થતાં અને દિન ભરની પોતપોતાની પ્રવૃત્તિઓ બયાન કરી એકમેકના દિલ રિઝવતા. માતા પિતા પણ આ વર્ણનો સાંભળી ઘણા ખૂશ થતા અને પોતાના અસલ ઘરનું વિગતવાર બયાન કરી, પોતાની તે ભૂલ ઉપર અફસોસ કરતા જેને કારણે તેઓ અલ્લાહ તઆલાની સદાની હુઝૂરી ખોઇ બેઠા હતા. તેમની જીભ ઉપર હરહમેશ પોતાના ગુનાહના ઇકરારનું રટણ હતું અને વાતવાતમાં પોતાના પરવરદિગારને સંબોધીને કહેતા હતા કે :—

"હે અલ્લાહ ! અમે અમારી ઝાતઉપર ઝુલ્મ કર્યો અમારા ગુનાહ મુઆફ કર અને અમારા ઉપર રહેમતના દરવાઝા ખોલી દે, નહિ તો અમે તબાહ અને બરબાદ થઇ જઇશું."

° ° °

સારાંશ કે, એવાજ પ્રકારની દિલચસ્પ ક્રીડાઓ વચ્ચે આદમ (અ. સ.)ની અવલાદ પોતાનું જીવન ગાળી રહી હતી. હવ્વા (અ. સ.)નો મ્હોટો દીકરો **કાબીલ** પોતાનું બાળજીવન માબાપના સર્વોત્તમ લાડકોડમાં વીતાડી ચુકયો હતો અને જ્યારે **હાબીલ** તથા આદમ (અ. સ.)ના બીજા પુત્રો આ લાડમાં શરીક થવા લાગ્યા, ત્યારે કાબીલના મનમાં ઓછું આવવા લાગ્યું. એને લીધે તે કોઇ કોઇ વેળા ઉદાસ અને ચિંતાતૂર રહેતો અને તેની શાંત ઘડીઓમાં તેને એમ લાગતું કે દુન્યાની પ્રત્યેક વસ્તુ તેની ઇચ્છા મુજબ નથી, પરંતુ ઝિન્દગીના પ્યાલામાં કેટલાક એવા કડવા ઘુંટડા પણ છે જે ગમે તેમ ગળા નીચે ઉતારવાજ પડે છે.

કાબીલ ઇબ્ને આદમ (અ. સ.)ને તેના બાપે ઝમીન ખેડી, ઝાવેતર અને કાપણીનું કાર્ય સોંપ્યું હતું અને હાબીલ પહાડો વચ્ચે રખડતી બકરીઓને તાબે કરવાના દિલચસ્પ પણ મુશ્કિલ કામ ઉપર નીમવામાં આવ્યો હતો. કોઇ વેળા બન્ને ભાઈઓ મળી કોઇ ફાડી ખાનાર ભયાનક પ્રાણીને પથરા મારી હાંકી કાઢતા. એવા સમયે કાબીલને પોતાના ભાઈની અગત્યતા અને આવશ્યકતાનું સંપૂર્ણ રીતે ભાન થતું. તે ભ્રાતૃભાવના નશામાં ચકચૂર થઈ ધૂનવા લાગતો અને હર્ષાવેશમાં હાબીલને ભેટી પડતો.

એવા પ્રકારની ભાવનાઓ સહિત આદમની અવલાદ જીવન વીતાડી રહી હતી. હવ્વા (અ. સ.) હમેશ તેમને પોતાના પાલનકર્તા પાસે ક્ષમા યાચવાની હિદાયત કરતા રહેતાં, જેથી કરીને તેઓના ગુનાહ મુઆફ થઇ જાય અને ફરી એક વાર તેઓ પોતાની અવલાદને લઇ જન્નતના બગીચાઓમાં જઇ વસે. તેઓ કહયા કરતા કે અમારા પરવરદિગારે એક ભૂલના બદલામાં અમને અમારા અસલ વતનમાંથી પાર કરી, અમારા માટે મિહનત નિર્માણ કરી દીધી કે જગતની સર્વ શકિતઓને વશ કરીએ અને પૃથ્વિના પ્રતિનિધિત્વનો તાજ શિરે ધરી દઇએ. ત્યાર પછી અમને અમૃત જીવનના તે મનાઇ હુકમવાળા ઝાડ પાસે જઇ તેના ફળો ખાવાની પણ પરવાનગી મળી જશે, કે જેની નઝદીક જવા બદલ ગુપ્ત શકયતાઓના આ કસોટી-ગૃહમાં અમને મોકલવામાં આવ્યા છે અને પછી અમે સંપૂર્ણ સુખચયન સહિત તે સૃજનહાર અને પાલનહારની હુઝૂરમાં સદા રહીશું.

આદમ અને હવ્વા જયારે પૃથ્વિ ઉપર આવી ગગનગામી પર્વતો અને મહાસાગરો, જંગલી ફાડી ખાનારા પ્રાણીઓ અને કુદરતના અદભુત બનાવો નિહાળ્યા, કે જે વંટોળ, વાવાઝોડા, તુફાન અને ધરતીકંપ વિગેરેના અનેક જુદા સ્વરૂપોમાં ઝાહિર થતા હતા, ત્યારે તેમના મનમાં નિરાશાજનક વિચારો ઉત્પન્ન થયા કે આ વિશાળ જગત અને તેની વિકાળ શકિતઓને વશ કરવાને ખુદા જાણે કેટલો સમય લાગશે, પરંતુ અવલાદની ઉત્પત્તિએ તેમને એક પ્રકારનું આશ્વાસન અને ખાત્રી અપાવી કે અવલાદની મદદથી તેઓ આ અઘરા કાર્યને પ્હોંચી વળવામાં બહુ જલ્દી સફળ નિવડશે.

• • •

એક દિવસે આ રમણિય ખીણ ઉપર ગાજવિજ કરતા ઘટાટોપ વાદળો છવાઇ ગયા અને આકાશી તત્વોના ભયંકર સમૂહો આદમ (અ. સ.)ના ઘર ઉપર ઘેરો ઘાલી તૂટી પડયા. એવું જણાતું હતું, કે આકાશના દ્વાર ઉઘડી ગયા છે, વાદળોના અપાર સરોવરમાં એક જંગી તુફાન ખળભળી ઉઠયો છે અને પૃથ્વિ તરફ ધસી આવી રહયો છે. ઘનઘોર ઘટાએ પર્વતો અને વૃક્ષો સાથે અથડાઈ અથડાઇ એક હ્રદયભેદક કોલાહલ મચાવી રાખ્યો હતો અને ગાજવીજના કડાકા અને ધડાકાઓએ દુન્યાને એક હશ્રનો મેદાન બનાવી દીધો હતો. આદમ (અ. સ.)ની અવલાદ પોતાના ઝુંપડાઓમાં ભરાઇ બેઠી હતી અને ખીણના પશુ પક્ષીઓ પણ આ ઝંઝાવાતથી અને કુદરતની શકિતઓના આ હોલનાક દર્શનથી ભયભીત થઇ પોતપોતાના ઘર અને ઘોંસલામાં સંતાઇ ગયા હતા.

વરસાદ બંધ પડયો. અંધકારમય વાદળોમાં પ્રકાશ પ્રકટયો. પૃથ્વી અને આકાશી જગતમાં ચોમેર ખુશીની લહેરો દોડી ગઇ અને વળી પાછો અંધકાર છવાઇ ગયો. થોડી વાર માટે શાંતિ પથરાઇ, વાદળો અંતિમ બળ સાથે ગાજવા લાગ્યા અને આ હ્રદયભેદક ગર્જનાઓએ દુન્યા આખીને કમકમાવી દીધી.

આદમ (અ. સ.)ની અવલાદની અંજાઇ ગએલી આંખો જ્યારે ઉઘડી તો જોયું કે ભેગી કરેલી પુંજી ઉપર વિજળી પડી ચુકી હતી, કાબીલના ખેતરો બળી ભસ્મ થઇ ચુકયા હતા, હાબીલની બકરીઓ મરણને શરણ થઈ હતી અને આદમ (અ. સ.)નો બાગ વેરાન થઈ ચુકયો હતો.

હાબીલ આ દૃશ્ય જોઇ શકયો નહીં. તેનું અંતર ઘવાયું. તેના મુખ ઉપર ચિંતા અને ઉદાસીનતા છવાઇ ગઇ, તેનું ભેજું ભમવા લાગ્યું અને તેની ચક્ષુઓમાં ક્રોધ અને શોકના અશ્રુઓ ભરાઇ આવ્યાં તેણે એક ઠંડો નિશ્વાસ નાખી કહ્યું :

"મ્હારી મિહનત બરબાદ થઇ ગઇ, કુદરતની ગયબી શકિતયોએ મ્હારા ઉપર ઝુલ્મ કર્યો અને આદમ (અ. સ.)ના અલ્લાહે પણ મ્હારી કંઇ મદદ કરી નહીં."

બકરા ઘેટાના નુકસાનથી હાબીલ પણ દીલગીર થયો. પરંતુ તેના ઉચ્ચ સ્વભાવે તેના ઉપર તે અસર થવા દીધી નહીં, જે કાબીલ ઉપર થઇ. તેણે આકાશ ભણી જોયું અને અલ્લાહના દરબારમાં કરગરી કહેવા લાગ્યો :—

"હે અલ્લાહ! તું જગતની પ્રત્યેક વસ્તુનો માલિક છે. મને ત્હારી મરઝી ઉપર સંતોષ છે. મને બીજી બકરીઓ તાબે કરવાની તવફીક આપ."

આદમ (અ. સ.) અને હવ્વા (અ. સ.) કુદરતની આ વિચિત્રતાઓ નિહાળી હમેશ મુજબ આ દુઆ પઢી રહયા હતા :—

"પરવરદિગાર! અમે અમારા નફસો ઉપર ઝુલ્મ કર્યો અમારા ગુન્હા મુઆફ કર અને અમારા ઉપર રહેમતના દ્વાર ખોલી દે. જો તું અમારા ગુન્હા મુઆફ કરે નહીં અને અમારા ઉપર રહેમતના દ્વાર ખોલી દે નહીં, તો અમે તબાહ અને બરબાદ થઈ જશું."

તે દિવસથી કાબીલ ઘણોજ ઉદાસ અને બેચયન રહેવા લાગ્યો, તેને દુન્યાની પ્રત્યેક વસ્તુ ભુંડી અને ભદ્દી દેખાવા લાગી. તે એટલે સુધી કે કેટલીક વેળા તો તેને પોતાનું અસ્તિત્વ પણ ગમતું નહિ

હાબીલે થોડાજ દિવસોમાં બકરીઓને એક નવો જથ્થો જમા કરી લીધો અને રાત દિન તે આત્મિક ખુશી અનુભવવા લાગ્યો. હમેશ મુજબ પહાડ ઉપર જઈ ત્યાંની લીલી લહેરથી પોતાની આંખોને ઠંડક આપવા લાગ્યો. સારાંશ, કે તેના આનંદને પાર રહયો નહિં.

એક દિવસે બેઠા બેઠા ગાજવિજના બનાવની યાદથી તેની પ્રેરણા ઉસ્કેરાઇ ઉઠી. તે વિચારવા લાગ્યો કે કાબીલ એટલો ઉદાસ કેમ રહે છે? એવા વિચારે તેના આત્મામાં એક પ્રકારનું સંગીત રેડયું અને તેના દિમાગમાં એવી શબ્દ-રચના ઘડાવા લાગી, કે તેમાંથી સંગીત ઉત્પન્ન થવા લાગ્યું થોડી વારમાં તો તે અણુહદ હર્ષાવેશમાં એક સાદું ગીત અલાપવા લાગ્યો :

" વિજળી પડી અને આદમ ( અ. સ. ) નો બાગ તારાજ થઇ ગયો. "

વિજળી પડી અને કાબીલના ખેતરો બરબાદ થઈ ગયા.
વિજળી પડી અને હાબીલની બકરીઓ મરી ગઇ.
પરંતુ પરવરદિગાર ! હું ત્હારી ઇચ્છા ઉપર સંતુષ્ટ છું.
મ્હને મ્હારી બકરીઓ મરી જવાને શોક નથી.
અલ્લાહની ઝમીન બકરીઓથી ભરપુર છે.
કાબીલ એટલો ગમગીન અને ઉદાસ છે.
" પરંતુ પરવરદિગાર ! હું ત્હારી મરઝી ઉપર સંતુષ્ટ છું,"

કવિતા અને સંગીતની આ નવી શોધે હાબીલના અંતરમાં ખુશીની એક નવી લહેર દોડાવી દીધી, અેને હવે તે મ્હોટા સાદે

ઉપર્યુક્ત ગીત લલકારવા લાગ્યો, જેના પડધાઓએ આખા જગતમાં એક થનગનાટ મચાવી મુકયો.

કાબીલ ઉદાસ ચહેરે પોતાના ખેતરોમાં પાણી નાખી રહયો હતો. તેના કાનમાં પણ હાબીલના ચિત્તચોર સરોદનો પડઘો પડયો, જે સાંભળી તે દિગમુઢ રહી ગયો, અને ધ્યાનપૂર્વક તે ગીત સાંભળવા લાગ્યો. તેણે અંતે હાબીલનો સાદ પારખી લીધો અને તેના મનમ વિજળીના ધ્રમસાણુની ભયંકર યાદ સતેજ થઇ.

તે વિચારવા લાગ્યો કે વિજળી આદમ (અ. સ.)ની વાડી ઉપર પડી અને તેની ઉપર કંઇ અસર થઇ નહીં. વિજળી હાબીલની બકરીઓ ઉપર પણ પડી અને તે પણ જેવોને તેવોજ સંતુષ્ટ છે પછી મનેજ આ સંતાપ અને વેદના શા માટે?

હાબીલનો સાદ બરોબર તેના કાનો સાથે અથડાઇ રહયો હતો અને કાબીલના દિલમાં ઇર્ષાની ચિણગારી ભડકાવી રહયો હતો:

"હાબીલ સંતુષ્ટ છે, હું ગમગીન અને ઉદાસ છું. આદમનો ખુદા હાબીલ ઉપર મહેરબાન છે અને મ્હારાથી નારાઝ છે. આ ભેદ શા માટે? આદમ અને હવ્વા પણ હાબીલના વખાણ કરે છે અને તેને ઘણોજ સારો સમજે છે, જો કે વયમાં હાબીલથી મોટો હું છું."

હાબીલનો ચિત્તચોર સાદ પળે પળે નઝદીક આવી રહયો હતો: તે નાચતો કુદતો ખીણમાં આવી પહોંચ્યો. કાબીલે ક્રોધાવેશમાં હાબીલને પોતાની પાસે બોલાવ્યો અને તેના અણહદ આનંદનું કારણ પુછયું. હાબીલે જવાબમાં કહયું: "મ્હારાં પરવરદિગારે મ્હારી

ઉપર બક્ષિસ કરી છે અને મને કવિતા તથા સંગીત શીખવ્યું છે. હું આનંદસાગરમાં ડૂબકીઓ મારી રહયો છું અને મ્હને બકરીઓના મરી જવાનો સ્હેજે ગમ નથી."

કાબીલ હાબીલનો આ હર્ષ સાંખી સકયો નહિં. તે ગર્જી ઉઠયો: "તમારો પરવરદિગાર તમારા ઉપર મહેરબાન છે અને મ્હારાથી નાખુશ. હું તમારાથી અને તમારા પરવરદિગાર ઉભયથી કંટાળી ગયો છું."

હાબીલે સહર્ષ જવાબ વાળ્યો, "ભાઇ! તમારા અંતરમાં ચોર પેંસી ગયો છે અને તમે ઘેલી ઘેલી વાતો કરો છો."

કાબીલના નેત્રોમાંથી ક્રોધાગ્નિ વર્ષવા લાગ્યો અને તેણે કહ્યું: "તમારો પરવરદિગાર ઝાલિમ છે અને તમે......"

હાબીલ પોતાના ભાઇનું આ ગાંડપણુ જોઇ હસ્યો અને વળી પાછો પોતાનું ગીત હર્ષાવેશમાં લલકારવા લાગ્યો.

કાબીલ પોતાના ગુસ્સા ઉપર વધુ કાબુ જાળવી શકયો નહિ. તેની આંખો લાલ અંગારા સમી બની ગઇ, તેના કપાલ ઉપર કરચળીઓ પડી ગઇ, તેના નસ્કોરા ચઢયા અને તે પોતાની પ્રત્યેક મુસીબતનું કારણ હાબીલના અસ્તિત્વનેજ સમજી બેઠો.

તેનો હાથ ચળવળ્યો અને તેણે એક ભારી પત્થર ઉપાડી હાબીલ ઉપર ફેંકયો.

હાબીલનું માથું લોહી લુહાણુ થઇ ગયું. તે તમ્મર ખાઇ ભોંય ઉપર પડયો. ભોંય રક્ત ભીની થઇ ગઇ.

આ ક્ષણભંગૂર જગતની ગુપ્ત અને ઝાહિરી શકિતયોએ પહેલવહેલાંજ માનવ ખૂનનો સીન જોયો. તેઓ, આકાશ પાતાળ, પૃથ્વિના પ્રતિનિધિત્વના પહેલા ગાદી વારિસોના આ કાર્યથી કમકમી ઉઠયાં.

હાબીલ થોડી વાર તડપી ઠરી ઠામ થઇ ગયો. જગતનું અણુંએ અણું પોકારી ઉઠયું : "શું તું આ લોકોને પૃથ્વિની ખિલાફતના વારસદાર બનાવવાવાળો છે, જે ત્હારી ધરતી ઉપર ફસાદ કરે છે અને ખુન વહેવડાવે છે? અમે છીએ કે હરઘડી ત્હારી સ્તુતિ અને પ્રાર્થનામાંજ રચ્યા પચ્યા રહીએ છીએ."

## [ ૨ ] પૃથ્વીનો પહેલો બુતશિકન

ઈન્સાની તમદ્દુનના પહેલા પારણા રૂપ બાબિલમાં એક મહાન તહેવાર ઉજવાઇ રહયો હતો. તેનું મોટું મંદિર માનવ-મેદનીથી હળી મળી રહયું હતું. ઉરના સાબી બુત-પરસ્તો સેંકડો હઝારોની સંખ્યામાં પોતપોતાના દેવતાઓની મૂર્તિઓ આગળ ભજન ગાઇ રહયા હતા. કોઇ આરાધતું હતું, કોઇ નમતું હતું, કોઇ ખામોશ પૂજા કરતું હતું. મરદો, અવરતો, બાળકો બધા હતા—અને એજ હાલતમાં હતા. હર ઇન્સાન, ઇન્સાનને હાથે ઘડાયલા અને ઘટાયલા એ પત્થરોને પોતાના પાલનહાર અને સર્જનહાર માની, પોતાની આસ્થા તેમના ઉપર વ્યકત કરતો હતો. મિષ્ટાનો, પકવાનો, ઝરઝેવરની આરાધનાઓની માર હતી. ભલભલા ચમરબંધો અને અક્કડખાંઓની ગર્દનોં અહિં ઝુકી રહી હતી; પત્થરો આગળ અને ધુળની ઉપર રગદોળાઇ ઝલીલ થઇ રહી હતી. અમીરો, વઝીરો, વિદ્વાનો, પહેલવાનો, વેપારીઓ—હરકોઇની એજ હાલત હતી. હિદાયતની ગયર હાઝરીમાં ઇન્સાની બુધ્ધિનું લીલામ થતું હતું. હદ વળી, કે ખુદ નમરૂદ—જે ખુદા હોવાનો દાવેદાર હતો અને પોતાના દરબારીઓ, હુઝૂરીઆઓ કને પોતાને સિજદા કરાવતો—હતો તે પણ એક ભયંકર મૂર્તિ આગળ અકીદતમન્દીની મૂર્તિ બની અદબપૂર્વક સિજદો કરી રહયો હવો !

છતાં, દુન્યા કદી સાવ હિદાયત—સૂની ન હતી. આ શિર્ક—મેદનીમાં પણ એક હિદાયત પામેલો "ખુદાનો લાલ" હતો. ખૂબસૂરત પ્રભાવશાળી જવાન હતો. પોતાની કવમની જહાલત જોઇ પરેશાન થતો હતો. તેની કવમ—દાઝ વારંવાર તેની ઝબાન ઉપર એવી એવી તબ્લીગ—લાહયો પ્રગટાવતી હતી :

"નિર્જીવોને જીવધારીઓ પૂજે ! વાહ અકલ, પત્થરો આગળ ઇન્સાનો નમે ! મુર્ખજનો ! તમને થઇ શું ગયું છે ? જેમને તમે બનાવ્યા તેમના તમે મોહતાજ પણ બની ગયા? ઝરા તેમને બોલાવો તો ખરા? જુઓ, તેઓ તમને જવાબ પણ આપી સકે છે? ખાવાનું લઇ આવ્યા છો પણ તેમને ખવડાવી તો દેખાડો? ચહેરા ઉપર બેસેલી માખોમાંથી જેઓ એક માખ પણ ઉડાડી નથી સકતા તેઓ પૂરી કરશે તમારા મનની મુરાદ?"

લોકો માટે આ કેવળ નવીજ વાતો હતી. તેમના કોઇ બુઢ્ઢા નજૂમીએ પણ તેમને એવું કશું કદી કહયું ન હતું. તેમણે પુછયું : "હે આઝરના પુત્ર! તું શું અમારા દેવોની ઠેકડી ઉડાવી રહયો છે યા દિલથી આ દલીલો કરી રહયો છે?" જવાન ઇબ્રાહીમે જવાબ આપ્યો : "તમને અને મને પયદા કરનાર માલિક તરફ હું તમને બોલાવી રહયો છું, મશ્કરી નથી કરતો. જેણે તમને પયદા કર્યા તેને પૂજો : તમે જેમને પયદા કર્યા તેમને ન પૂજો. હું તમને ખરો માર્ગ દેખાડું છું—એકજ અલ્લાહનો માર્ગ."

જવાનની વાતોની લોકો ઉપર અસર થઇ તો એટલીજ કે તેઓ નિરૂત્તર થઇ ગયા. તેમની કને તે માટે કશો જવાબ ન હતો. તેની અસર ન થઇ તો એટલી કે તેમણે કહયું કે આ નવી નવી

ફિલસુફી અમારે ગળે ન ઉતરે: અમે તો પુરાણી લકીરના ફકીર છીએ. બાપદાદા જે કરતા આવ્યા તેજ અમે પણ કરીશું."

છતાં, ઉહાપોહ ઝુરૂર મચી ગઈ. ખળભળાટ ઝુરૂર પયદા થઇ ગયો. લોકો આવતા હતા દેવ-દર્શને અને ઇબ્રાહીમની વાત સાંભળી પડી જતા હતા વિમાસણમાં: ઇબ્રાહીમના આસપાસ ભેગી થયલી ભીડ આગળથી નમરૂદ, પોતાની હાશિયા સહિત પસાર થઇ રહયો હતો. લોકોએ તેની આગળ ઇબ્રાહીમ વિષે શિકાયત કરી. નમરૂદે પુછ્યું: "કોણ છે એ છોકરો?"

"મૂર્તિયો ઘડનાર શિલ્પી આઝરનો પુત્ર."

"એને મારી પાસે લાવો."

અને ઇબ્રાહીમ (અ.) નમરૂદ પાસે આવ્યા. નમરૂદે તેમને લોકોની શિકાયત વિષે સવાલ કર્યો: "આઝરના પુત્ર! શું તું અમને અમારા દેવોને પૂજતા રોકી રહયો છે?"

"હા." અને પછી ઇબ્રાહીમે તેજ દલીલો નિડરતાથી પેશ કરી, જે તેમણે લોકો સમક્ષ કરી હતી. નમરૂદ સાંભળીને કંઇક ગુંચવાયો. તેણે કહયું: "વારૂ, અમારા દેવો તો છે તેવા છે. તું ત્હારા ખુદા વિષે તો કંઇ કહે? અમે પણ જોઇએ તો ખરા કે તે ખરેખર અમારી પુજાને પાત્ર છે કે નહિં." ઇબ્રાહીમ બોલ્યા:

"હું તમને એવા અલ્લાહ તરફ બોલાવું છું જે આપણ સર્વની ઝિન્દગી ઉપર ઇખ્તિયાર ધરાવે છે. ચાહે છે ત્યારે પયદા કરે છે અને ચાહે છે ત્યારે મારે છે." નમરૂદ એ સાંભળી ખડખડાટ હસી પડયો. તેણે કહયું: "એમાં તો કંઇ મ્હોટી વાત નથી. છોકરા! ત્હારો ખુદા જો એજ હોય તો મ્હારે તે ન ખપે, કારણ

કે એમ તો હું પણ મારવા જીવાડવાના અધિકારો ધરાવું છું. ચાહું છું તેને જીવવા દઉં છું!"

"જવાન હવે બોલ્યો : "પણ હે બાદશાહ! વાત એટલેથીજ પતતી નથી. મ્હારો ખુદા તો આસ્માન ઝમીનની દરેક વસ્તુ ઉપર અધિકાર ધરાવે છે, ત્હારી કને એવી કશી સત્તા નથી. દાખલા તરીકે મ્હારો ખુદા સૂર્યને પૂર્વમાંથી પયદા કરી પશ્ચિમમાં આથમાવે છે. તું તેને પશ્ચિમમાંથી ઉગાડી પૂર્વમાં અસ્ત કરાવી દેખાડશે?"

નમરૂદ દિગમુઢ થઇ ગયો. કેમ જાણે ઇબ્રાહીમની વાત ન ગણકારતો હોય તેમ. તેણે પાલખી આગળ ચલાવવાનો હુકમ કર્યો. પણ અંદરખાનેથી તે પુષ્કળ ખિશયાણો પડી અને ઉશ્કેરાઇ ગયો હતો.

ઇબ્રાહીમે પોતાની તબ્લીગ અને લોકોએ પોતાની હઠ જારી રાખી. એમ દિવસ પસાર થઇ ગયો. મેળો વિખરાવા અને લોકો ઘર ભેગા થવા લાગ્યા, પણ ઇબ્રાહીમ ત્યાંથી ખસ્યા નહિં. ઉરનું મંદિર બાબિલથી દૂર હતું. અંધકાર વધતો ગયો તેમ તે વધું નિર્જન થતું ગયું. બે પહોર રાત વીતી ત્યાં તો સઘળું સુનસાન થઇ ગયું. ખામોશીનો એક સન્નાટો છવાઇ ગયો.

જવાન મંદિરમાં દાખિલ થયો. એક ધીમી બત્તી અજવાળામાં મૂર્તિયો આગળ આરાધાયલા ફૂલપાન અને ધનધાનનો ઢગલો સાફ દેખાતો હતો. જવાન હસ્યો અને બોલ્યો : "બેવકૂફોના દેવો! તમે બોલતા કેમ નથી? આ ઝર ઝેવર તમે ભોગવતા કેમ નથી? આ પાક પકવાન અને મેવા મિઠાઇ તમે ખાતા કેમ નથી?"

જવાબમાં જવાને માત્ર પોતાના શબ્દોના પડઘાજ સાંભળ્યા. તેણે પોતાની હિદાયત માટે પોતાના મઅબૂદની સ્તુતિ કરી અને

પછી દુન્યાના ઇતિહાસનું પહેલ વહેલું મૂર્તિ-ખંડન શુરૂ થયું. ઇબ્રાહીમની કુહાડી હતી અને મૂર્તિયોના ધડ હાથ, પગ, શિર, આંખ, નાક, કાન! ઘા ઉપર ઘા, એક પછી બીજો પડવા લાગ્યો અને જોતજોતામાં કોઇ દેવનું ધડ ન હતું, કોઇ દેવની આંખ નાક ન હતી અને કોઇના હાથ પગ ન હતા. શિર્ક સામેની એ પહેલી જિહાદનું ખંડન અજબ જોવા જેવું ખેદાન મેદાન વર્તાવી ગયું.

• ૦ ૯

બીજે દિને વ્હેલી ઉષાએ પુજા પાઠ માટે આવેલા ઉર-જનો પોતાના મંદિરની અને તેમાંના દેવોની આ હાલ હવાલી દેખી આગ આગ થઇ ગયા. જોતજોતામાં આ ધમસાણની ખબર શહેરમાં પહોંચી ગઇ. ગઈ કાલે જે દેવોની પૂજા માટે તેઓ આવ્યા હતા, તેમની આ દુર્દશા અને તારાજી ઉપર અશ્રુપાત કરવા આજે ભેગા થવા લાગ્યા. આગલા દિવસનો વાદવિવાદ વિસરાયો ન હતો એટલે ઇબ્રાહીમ ઉપર શક જતાં વાર ન લાગી. એજ આ અત્યાચાર પ્રવર્તાવનાર અને બીજો કોઇ નહિં. વેર અને શિક્ષાના પોકારો થવા લાગ્યા અને આઝરના ગુસ્તાખ પુત્રને પકડી લાવવા દોડાદોડ થઇ.

અંતે ઇબ્રાહીમને લાવવામાં આવ્યા. આવતાં વારજ તેમની ઉપર ચોમેરથી પૂજારીઓ અને અમલદારોએ સવાલોની ઝડી વર્ષાવી. "શું આ કામ તમે કર્યું છે?" ઇબ્રાહીમ બોલ્યા:

'મને શું પુછો છો? એ તમારા મઅબૂદો છે. એમનેજ પુછોની કે તમારા ગૌરવની આ ધૂળધાણી કોણ કરી ગયું? બનવા જોગ છે કે આ ખાનપાન અને ધન દવલતની વહેંચણીમાં તેઓ માંહોમાંહે લડી મર્યા હોય અને સબળાઓએ નબળાઓ ઉપર

સિતમ ગુઝાર્યો હોય. પુછો, પુછો, ભાઇઓ! દેખીએ, તેઓ શું જવાબ આપે છે?"

સમજનારા સમજી ગયા. શરમના માર્યા તેમણે ગરદનો નીચી નમાવી દીધી. તેમને મનમાં માનવું પડયું કે આ મૂર્તિઓ માટીના રમકડાથી વધુ હયસીય્યત ધરાવતી નથી. છતાં તેમની હઠે દાવ ફેંકયો:

"તમે જાણો છો કે અમારા દેવો બોલતા નથી અને કોઇને હાની પહોંચાડતા નથી. પછી શા માટે કહો છો કે તેઓ માંહોમાંહે લડયા છે?"

"અલ્લાહના ખલીલ" આ સાંભળી ખુશીના ઉત્સાહમાં બોલી ઉઠયા: "ભાઇ! હું પણ એજ કહું છું. જ્યારે એ પત્થરો એક બીજાનું કંઈ બગાડી સકતા નથી, તમને કંઇ નફો નુકસાન કરી સકતા નથી, પોતાને નુકસાન થતું અટકાવી સકતા નથી તો પછી તમે શા માટે તેમનાથી મુરાદો માંગો છો? એક અલ્લાહની ઇબાદતના સીધા માર્ગ ઉપર કેમ નથી આવતા?"

તેઓ ચૂપ થઇ ગયા, પરંતુ તેમની હઠ હજી નમી ન હતી. તેગના ગુસ્સાની આગ શમી ન હતી. હ. ઇબ્રાહીમને શિક્ષા કરવાની માંગણીઓ થવા લાગી. કોઇ કહે કે એમને પત્થરો મારી મારી નાખવા જોઇએ. કોઇ કહે કે ધગધગતી આગમાં હોમી દેવા જોઇએ. જેટલી ઝબાન તેટલી વાતો! અંતે તેમને આગને હવાલે કરવાનો ઠરાવ થયો.

પાકી ઇંટોની ભઠ્ઠી તૈયાર થવા લાગી. દેવોના પૂજારીઓ પુન્યાર્થે દેવોના દુસ્મનને શિક્ષા કરવાના એ કામમાં ઉત્સાહ અને આસ્થાપૂર્વક સહકાર આપવા લાગ્યા. થોડાજ દિવસમાં સઘળું તૈયાર થઇ ગયું. ભઠ્ઠીમાં બળતણ ગોઠવાયું. શિક્ષાનો દિવસ આવ્યો.

લોકોનો ઝમેલો ઝમ્યો. ઇબ્રાહીમ (અ.)ને બાંધીને બળતણ ઉપર ભઠ્ઠીમાં ગોઠવી દેવાયા અને તેલ છાંટી ભઠ્ઠી સળગાવી દેવાઇ. ભઠ્ઠી સળગી ઉઠી, થોડીજ વારમાં ધગધગતી થઈ ગઇ. દેવોને બેઇઝ્ઝત કરનાર જવાનને બાળી મુક્યાનો સંતોષ લઇ લોકો વિખરાઇ ગયા.

રાત્રે ગયબી આકાશી શકિતયો કામે વળગી. અલ્લાહે પોતાના પૂજારીને દેવોના પૂજારી સામે રક્ષણ આપ્યું અને મદદ કરી. ધરતીકંપ, આંધી આવી, ગાજવીજ થઇ; વરસાદ વરસ્યો, ઉરવાળા ખવફના માર્યા ઘર ઝાલી બેસ્યા.

બીજે દિને તેમણે પોતાના ઘરોની છતો ઉપર ચઢી, પેલી ભઠ્ઠી અને તેના ભડકાને બદલે શું જોયું ? ચમત્કાર! તે દુન્યાજ બદલાઇ ગઇ હતી. જે હોળી તેમણે ઇબ્રાહીમને વાસ્તે સળગાવી હતી તેને બદલે ત્યાં સુંદર હરિયાળી હતી.

તેઓ આંખો ચોળતા દોડયા. નમરૂદના માણુસો પણ તહકીક અર્થે ત્યાં આવી લાગ્યા. ઇબ્રાહીમ એક રમણીય ફુલવાડીમાં સિજ્દે ગયા હતા અને પોતાના સર્વશકિતમાન મદદગાર પરવર્દિગારે આપેલા રક્ષણ માટે શુક્ર અદા કરી રહયા હતા.

**તેમની ઉપર અલ્લાહના સલામ થાઓ !**

# [ ૩ ] યૂસુફી ખાબ અને તેની ય.અકૂબી તઅબીર

યૂસુફ (અ.) બાળપણથીજ ભાગ્યશાળી હતા અને હઝરત યઅકૂબ (અ. સ.)ની નૂરાની નઝર પણ એજ ભવિષ્ય નિહાળી રહી હતી, કે ઇબ્રાહીમ (અ. સ.) અને ઇસ્હાક (અ. સ.)ની જે અમાનત અલ્લાહ તઆલાએ તેમને સોંપી રાખી હતી તે યૂસુફનેજ હવાલે કરી દેવામાં આવશે. કદાચ એજ કારણે તેમને યૂસુફ પોતાના બીજા પુત્રો કરતાં વધુ વહાલા હતા અને બીજાઓ કરતાં તેમની દેખરેખ અને સંભાળ પણ અનેક ગણી વધુ રાખવામાં આવતી હતી. યૂસુફના બીજા ભાઇઓ, એ ભેદભાવ એક ઘડીભર પણ જોઇ કે સાંખી સકતા ન હતા અને માનવ-સ્વભાવની 'કાબીલી' લાગણીઓ અને માગણીઓ, ય'અકૂબ (અ. સ.)ના તે દસે દસ પુત્રોના દિલોમાં જાગૃત થઇ ચુકી હતી. ઇર્ષા અને હસદ! તેઓ માજાયા ભાઇઓ ન હતા.

યૂસુફે (અ. સ.) એક ચાંદની રાત્રે સ્વપ્નું જોયું કે પોતે એક અતિ મૂલ્યવાન તખ્ત ઉપર બિરાજમાન છે અને સૂર્ય અને ચંદ્ર અગિયાર ઝમકતા સિતારાઓ સાથે તેમની સ્હામે માનાર્થે સિજદા કરી રહયા છે. તેમણે પોતાના બાપને એ સ્વપ્નાની વિગતો કહી સંભળાવી. પિતાને હવે તો સંપૂર્ણ ખાત્રી થઈ ગઇ કે તેમનો આ પ્રિય પુત્ર નુબૂવ્વત અને ખિલાફતનો તાજ પહેરશે અને તેના જાહોજલાલ અને ગૌરવની સ્હામે તેના માબાપ અને તેના ભાઇઓની ગર્દનો ઝુકી રહેશે. પિતાએ કહયું કે: "ભાઇઓને આ સ્વપ્નાની

ખબર કરતા નહિ, કારણ કે તેઓ પહેલાંથી તમારું બુરૂં ઇચ્છનાર ઇર્ષાળુ છે."

યૂસુફના આ જવલંત ખ્વાબની ખબર કોણ જાણે કેવી રીતે તેમના ભાઇઓના કાનો સુધી પ્હોંચી ગઇ અને યઅકૂબે (અ. સ.) ખ્વાબની જે તઅબીર તારી હતી તે પણ તેમને ગમી નહિ. પરિણામે એ ઇર્ષાખોરોએ નક્કી કરી લીધું કે યુસફને મવતના ઘાટેજ ઉતારી દેવો જોઇએ.

એક દિવસે યૂસુફના ભાઇઓ રમત ગમત અને શિકારના બહાને પોતાને શિરે સંપૂર્ણ જોખમદારી લઇ યૂસુફને જંગલમાં લઈ ગયા. બાપનું મન પોતાના વહાલા પુત્રને તેના ભાઇઓ સાથે મોકલવા માનતું ન હતું એ છતાં, યૂસુફને તેમની સાથે જવાની રઝા આપી.

દસે ભાઇઓ યુસુફ (અ. સ.)ને વસ્તીથી ઘણે દૂર કોઇ જંગલમાં લઇ ગયા અને તેમને બાપની નઝરોથી સદાને માટે દૂર કરી દેવાની યોજનાઓ ઘડવા લાગ્યા. કોઇએ કતલ કરી નાખવાની સલાહ આપી, કોઇએ ઝાડથી બાંધી ત્યાં મુકી જવાની સલાહ આપી, કોઇએ કોઇ ફાડી ખાનાર પ્રાણીની ગુફાગાં હડસેલી દેવાની સૂચના કરી. છેવટે નક્કી એ થયું કે યૂસુફ (અ.) ને જંગલના કોઇ ઉંડા કૂવામાં હડસેલી દેવામાં આવે કે જ્યાં તે સાપ વીંછીના ડંખના ઝેરથી અથવા તો ભૂખમરાથી આપોઆપ મરી જાય.

સારાંશ કે તેજ જંગલમાં એક ઉંડી ખાઇ શોધી કાઢવામાં આવી અને યૂસુફ (અ. સ.)ને તેની અંદર ઉતારી દેવામાં આવ્યા. માનવપુત્રોની એ દાનવતા નિહાળી જગત આખું કમકમી ઉઠયું. ત્યાર પછી યૂસુફ (અ. સ.)ના ભાઇઓ એક શિકાર મારી તેના

ખૂનમાં યૂસુફના પહેરનને રંગી રડાકૂટના બનાવટી ચહેરાઓ સહિત બાપ પાસે પાછા આવ્યા.

બાપ સવારથીજ ગુમ થએલા યૂસુફ (અ. સ.)ની વાટ જોઇ રહયા હતા. બેટાની જગ્યાએ તેનું ખૂનથી તરબોળ પહેરન નિહાળી યઅ્કૂબ (અ. સ.)ની આંખોમાં આંસૂઓ ભરાઈ આવ્યાં. ઘાતકી પુત્રોએ ખુલાસો કરી દીધો કે યૂસુફ (અ. સ.)ને જંગલના એક વરૂએ ફાડી ખાધા. યઅકૂબ (અ. સ.) ની દિલી-આંખો સાફ જોઇ રહી હતી કે પોતાની સ્હામેજ દસ વરૂઓ ઇન્સાનના વેશમાં ઉભા છે, જેઓ પોતાની ઇર્ષાની આગને શમાવવા પોતાના ભાઇનું ખૂન રેડીને આવ્યા છે. બાપે પોતાના પ્રિય પુત્રની જુદાઇના દુઃખને સંપૂર્ણ સબ્ર અને શુક્ર સાથે સહયું, પરંતુ તેમના બાહુબળ તૂટી પડયા અને યસુફ (અ. સ.)ની યાદ તેઓને રહી રહીને સંતાપવા લાગી.

o o o

અહિં એક તરફ યૂસુફના ગુમ થઇ જવા ઉપર યઅકૂબ (અ. સ.)ના ઘરમાં રડાકૂટ અને માતમ થઇ રહ્યાં હતાં, ત્યાં બીજી તરફ કૂવામાં યૂસુફ (અ.) પોતાના પરવરદિગારને યાદ કરી રહયા હતા. સંધ્યા સમયે મિસ્રી વેપારીઓનો એક કાફલો આ કુવા પાસે થોભ્યો. એક માણુસ કાફલા માટે પાણી ખેંચવા ગયો. તેણે ડોલ જેવી કુવામાં નાખી કે તરતજ યૂસુફે (અ. સ.) તેની રસ્સી પકડી લીધી. યૂસુફ પાણીની ડોલ સહિત ઉપર આવી ગયા. પાણી ખેંચવાવાળો માણુસ યૂસુફ (અ. સ.)ના ચંદ્ર સમ મુખડાને જોઇ અંજાઇ ગયો અને વેપારનો માલ ગણી, તેઓને કાફલામાં લઇ આવ્યો.

બીજે દિવસે સવારે યૂસુફ (અ. સ.)નો એક ભાઇ, કે જેના દિલમાં દયા ભાવના તે રાત્રેજ કંઇક અંશે ફૂટી નીકળી હતી.

ખબર કાઢવા કુવા ઉપર ગયો. યૂસુફને ત્યાં ન જોતાં, કાફલાવાળાઓમાં શોધ કરવા લાગ્યો. યૂસુફ (અ. સ.) પોતાના ભાઇને જોતાં ધીમે સાદે પોકારી ઉઠ્યા. પરંતુ યૂસુફ (અ. સ.)ની સૂરત જોતાંજ પેલા ભાઇના મનમાં માનવ-સ્વભાવની કાળીલી લાગણીઓ ભડકી ઉઠી. તેણે ભાઇ તરફથી મોઢું ફેરવી, કાફલાના આગેવાનને સંબોધી કહયું કે, "આ છોકરો તો અમારો ગુલામ છે અને અમે તેને શિક્ષા આપવા માટે કુવામાં ફેંકી આવ્યા હતા." યૂસુફ (અ. સ.)નો ચ્હેરો ફિક્કો પડી ગયો. છેવટે કેટલીક રકઝક પછી યૂસુફ (અ. સ.)ના ભાઈએ યૂસુફને થોડા ખોટા સિક્કા બદલ કાફલાના આગેવાનના હાથે વેચી દીધા. કાફલો આ અમૂલ્ય વેપાર પુંજીને લઇ મિસ્ત્ર તરફ રવાના થયો.

o o o

વર્ષો વીતી ગયા પરંતુ ન તો ઉષાની મંદ લહેરોએ વિયોગી પિતાના કરમાઇ ગએલા દિલને તાઝગી આપી ન તો સંધ્યા સમયે ફુંકાતા વાયુએ યૂસુફ (અ. સ.)ની કંઈ ખબર આણી. યઅકૂબ (અ. સ.)નું અંતર પોકારી રહયું હતું કે યૂસુફ (અ. સ.) જીવતા છે અને એક દિને ઝરૂર તેમની સાથે મુલાકાત થઇનેજ રહેશે. પરંતુ સમય પસાર થતો ગયો અને યૂસુફ (અ. સ.)ની કંઇ ખબર મળી નહિં. પિતાની શકિતઓ વધતી જતી વયની સાથે નિર્બળ થતી ગઇ તેમ તેમ પુત્રની યાદ વધુ અને વધુ સતેજ થતી જતી હતી. યઅકૂબ (અ. સ.)ની એ દશા થઇ ગઇ હતી કે તેઓ પ્રત્યેક મુલાકાતીને પ્રથમ એજ સવાલ કરતા કે મને મ્હારા યૂસુફ (અ. સ.)ની કંઇ ખબર આપો. આસપાસના ગામડાં અને

શહેરોમાંથી કાફલો અને મુસાફરો આવતા હતા, પરંતુ યઅકૂબ (અ. સ.)ના વિયોગ રોગનો ઉપચાર કોઇ પણ લાવી શકતો નહિં.

યઅકૂબ (અ. સ.)ના દશ પુત્રો વેપાર અર્થે માલ લઇ જવા અને લઇ આવવા માટે દૂર દૂરના પ્રવાસ કરતા. પરંતુ તેઓ તો યુસુફ (અ. સ.)ને તદ્દન ભુલી ચુકયા હતા. કેટલાક વર્ષો કેડે કિનઆન અને આસપાસના બીજા શહેરોમાં દુકાળ પડયો. વરસાદનું એક ટીપુંયે પડયું નહિ. અનાજનો એક દાણો સરખો પાકયો નહિ અને ત્યાંના લોકોને દુકાળની ભિષણુતાએ ઘેરી લીધા. વેપારીઓ પાક માટે દૂર દૂરના પ્રદેશોમાં મુસાફરી કરતા, પરંતુ દુકાળ એવો તો સર્વ–સામાન્ય હતો કે પાકની જ્યાં જુઓ ત્યાં માંગ હતી. માત્ર મિસ્રજ એક એવો દેશ હતો કે જ્યાં પાક પુષ્કળ હતો અને જ્યાંથી પરદેશી વેપારીઓને પણ કોઇ ન કોઇ ભાવે પાક મળી જતો હતો. યઅકૂબ (અ. સ.)ની અવલાદ પણ દુકાળના ભૂખમરા અનુભવવા લાગી. અંતે યઅકૂબ (અ. સ.)ના પુત્રો પણ એક સંઘની સાથે મિસ્ર ભણી ચાલી નીકળ્યા.

મિસ્રના પાટનગરના બઝારો ખૂબ તેઝીમાં હતા. દરેક વેપારીને પાક ખાતાના ખઝાનચીની પરવાનગીથીજ પાક મળતો હતો. યઅકૂબ (અ. સ.)ના પુત્રો પણ ત્યાં પહોંચ્યા. ખઝાનચી પાસેથી અમુક ઊંટો ભાર અનાજ ખરીદવાની પરવાનગી મેળવી, ઊંટો ઉપર ગુણો લાદી પોતાના દેશ તરફ રવાના થયા. તેઓ એ જોઇ બહુજ આશ્ચર્ય પામ્યા કે ખઝાનચી તેઓની સાથે અતિશય દયાભાવથી વર્ત્યો અને જતી વેળાએ એ પણ કહયું કે "બીજી વાર પાછા આવો તો હવે તમારા ન્હાના ભાઇને પણ સાથે લેતા આવજો. હું તમને વધુ પાક

લઇ જવાની પરવાનગી આપીશ. તમારા બાપને મ્હારા વતી સલામ કહેજો." તેઓએ ધાર્યું કે અમે પયગમ્બરની અવલાદ છીએ એટલેજ અમને એટલા આવકાર સહિત પાક મળ્યો.

યઅકૂબ (અ. સ.)ના પુત્રોએ ઘેર પ્હોંચી, પોતપોતાની ગુણો ખોલી, તો એ નિહાળી તેઓ દિગમુઢ રહી ગયા કે મિસ્રના બઝારમાં જે રકમો તેઓએ અનાજની ખરીદી માટે આપી હતી, તે જેવીને તેવીજ રીતે ગુણોમાંથી નીકળી આવી. તેઓએ મિસ્રના ખઝાનચીની એવી ઉદાર વૃત્તિ અને પરોણાચાકરી બદલ બહુજ તારીફ કીધી અને પોતાના બાપને કહ્યું કે "એવો મહેરબાન અધિકારી અમે કયાંએ દીઠો નથી, કે જે પરદેશી વેપારીઓ પ્રત્યે એટલા માયાળુપણાથી વર્તે!"

બીજે વર્ષે વળી પાછો દુકાળ પડયો. યઅકૂબ (અ. સ.)ના પુત્રો પાછા કોથળાઓ લઇ મિસ્ર ભણી ચાલી નીકળ્યા. તેઓએ પોતાના બાપને કહ્યું કે "આ વખત તો અમે અમારા ન્હાના ભાઇ **બિન યામીન**ને પણ સાથે લઇ જઇશું, કારણ કે અમે મિસ્રના ખઝાનચીને એ વાતનું વચન આપી આવ્યા છીએ. જો અમે આ વચન પાળીશું નહિ તો તે અમને દગાખોર ગણશે અને પાક લાવવાની પરવાનગી આપશે નહિ. યઅકૂબ (અ. સ.)ને યૂસુફ (અ. સ.)ના ગુમ થઇ જવાનો કડવો અનુભવ થઇ ચુકયો હોવાથી બિન યામીનને યૂસુફ (અ.)ના ભાઇઓના હવાલે કરવાથી તે સંકોચાતા હતા. પરંતુ બધાઓએ પોતાના બાપની સ્હામે કસમ ખાધા અને વચન આપ્યું કે યૂસુફ (અ. સ.)ના આ ભાઇની સંપૂર્ણ રક્ષા કરીશું અને તેને પાછો સાથે લઈ આવીશું. જ્યારે યઅકૂબે (અ. સ.) જોયું કે બિન યામીનના જવાથીજ અનાજ મળી સકે એમ છે, ત્યારે કમને પણ તેને ભાઇઓની સાથે જવાની પરવાનગી આપી.

યઅકૂબ (અ. સ.)ના પુત્રો બીજી વાર મિસ્રની રાજધાનીમાં દાખલ થયા. પાક ખરીદવાની પરવાનગી મેળવવા ત્યાંના ખંઝાનચીથી મળ્યા. ભંડારી જો કે પયગમ્બરના બધા પુત્રો સાથે અતિશય દયાભાવથી વર્તતો હતો, પરંતુ યઅકૂબ (અ. સ.)ના સૌથી ન્હાના પુત્ર બિન યામીન માટે તેની અમીદૃષ્ટિ અને દયાદષ્ટિ એક ખાસ સ્વરૂપ ધારણ કરતી હતી અને બિન યામીને ત્યાં બે ત્રણ વાર ખઝાનચીની મુલાકાત પણ લીધી.

યઅકૂબ (અ. સ.)ના પુત્રો ઊંટો ઉપર પોતાની ગુણો લાદી મિસ્રથી પોતાના વતન તરફ રવાના થયા અને ભંડારીના ખાસ ઉપકારો બયાન કરવા લાગ્યા. હજુ તો થોડે દૂર ચાલ્યા ન હતા કે સરકારી અમલદારો પાછળથી "થોભો. થોભો"ની બૂમો પાડવા લાગ્યા અને યઅકૂબ (અ. સ.)ના પુત્રોને પાછા લઇ જઇ ખઝાનચીની કોર્ટમાં ઉભા કરવામાં આવ્યા. તેઓને પુછવામાં આવ્યું કે "તમારામાંથી કોઇએ ખાસ ઉજાણી પ્રસંગે પાણી પીવા માટે વપરાએલો ચાંદીનો ગ્લાસ તો ચોર્યો નથી ?" પયગમ્બરના પુત્રો આ આક્ષેપ સાંભળી પોતાના કાનો ઉપર હાથો ધરવા લાગ્યા. છેવટે તેઓની ગુણો ખોલવામાં આવી અને એક પછી એકે તેઓના સરસામાનની તપાસ કરવામાં આવી. જ્યારે ચાંદીનો ગ્લાસ બિન યામીનની ગુણમાંથી નીકળ્યો, ત્યારે તો યઅકૂબ (અ. સ.)ના પુત્રોના આશ્ચર્યનો પાર રહયો નહિ. તેઓએ કહયું કે "અમને એવી ચોરીથી કંઇ લેવા દેવા નથી. હા, એમાં નવાઇ નથી કે બિન યામીને આ ગ્લાસ ચોર્યો હોય, કારણ કે તેનો માજાયોભાઇ યુસુફ (અ. સ.) પણ ચોર હતો."

વઝીર એટલું સાંભળી ચૂપ રહયો અને ચુકાદો આપી દીધો કે સહેરના કાયદા મુજબ ચોરને મિસ્રના કયદખાનામાં એક વર્ષ સુધી રહેવું ઝરૂરી છે.

યઅકૂબ (અ. સ.)ના પુત્રો જે પોતાને બાપને બિન યામીનને સહીસલામત પાછો લઇ આવવાનું નકકી વચન આપી આવ્યા હતા, આ ચુકાદો સાંભળી વઝીરને ક્ષમા માટે કરગરી કરગરી વિનવવા લાગ્યા. છેવટે તેઓમાંથી દરેકે પોતે બિન યામીનના બદલામાં ત્યાં રહી કયદના સંકટો વેઠવાની તત્પરતા દેખાડી, પરંતુ વઝીરે તેઓની એકે શરત મન્ઝૂર રાખી નહિં અને કહી દીધું કે જેના કોથળામાંથી ગ્લાસ નીકળ્યો છે, તેનેજ સઝા મળવી જોઇએ.

યઅકૂબ (અ. સ.)ના પુત્રોએ આપસમાં સલાહ કીધી અને મ્હોટા ભાઇએ કહયું કે જ્યાં સુધી મ્હારો બાપ રઝા આપે નહિં ત્યાં સુધી હું અહિંજ રહીશ. તમે ઘેર જઇ આ બધી હકીકત કહી સંભળાવજો, કે બિન યામીનની ચોરીના અમે જોખમદાર નથી અને એવી રીતે જો અમે તેને પાછો લાવવાનું વચન પાળી સકતા નથી તો તેમાં અમારી કંઇ ભૂલ નથી.

યઅકૂબ (અ. સ.)ના પુત્રોએ કિન્આન પ્હોંચી જ્યારે પોંતાના બાપને બધી હકીકત સંભળાવી, ત્યારે તે ખૂબ રડયા અને યૂસુફ (અ. સ.)ની યાદ જે કદી પણ ભૂલાઇ ન હતી, વધુ સતેજ થઇ ગઇ. તેમણે પોતાના પુત્રોને કહયું, "તમે યૂસુફ (અ. સ.)ને કયાં નાખી આવ્યા? ત્યારે પણ એક બહાનું બતાવ્યું હતું અને આજે જ્યારે બિન યામીનને કયાંક ગુમાવી આવ્યા છે, ત્યારે પણ એક નવીજ વાત ઘડી લાવ્યા છો."

થોડા દિવસોના રૂદન અને વિલાપ પછી યઅકૂબ (અ. સ.)નું દિલ કુદરતી રીતે કંઇક શાન્ત પડયું. તેઓએ પોતાના પુત્રોને કહયું કે "જાઓ, યૂસુફ ( અ. સ. ) અને બિન યામીનને શોધી મ્હારી પાસે લઇ આવો. મ્હારૂં અંતર કહી રહયું છે કે હું ઝરૂર મ્હારા બાળકોને જોઇશ."

પુત્રોએ ધાર્યું કે યૂસુફ (અ. સ.)ના વિયોગના દર્દથી બુઢ્ઢા બાપનું ભેજું ખસી ગયું છે.. એ છતાં પણ તેઓ વળી મિસ્ર ભણી ચાલ્યા, જેથી કરીને અગર યૂસુફને નહિ તો બિન યામીનનેજ છોડાવી લાવે.

મિસ્ર પ્હોંચી તેઓએ ખઝાનચીને પોતાના બાપની અવદશા કહી સંભળાવી અને કહયું કે યૂસુફ ( અ. સ. )ના ગુમ થઇ જવાથીજ એક તો તેઓને પોતાનું જીવન અસહ્ય થઇ પડયું હતું, અને તે ઉપર વળી બિન યામીનની કેદની સઝાએ તો જાણે બળતા ઉપર ઘી હોમ્યું છે. તેઓ પોતાના બાપના ઘડપણ અને પયમ્બર પદ ઉપર રહેમની નિગાહ કરી અને બિન યામીનનો ગુન્હો મુઆફ કરી, તેને પાછો તેના બાપ પાસે લઇ જવાની રઝા આપવા માટે ખઝાનચીને વિનવી રહયા હતા.

વઝીરે પુછયું કે યૂસુફ (અ. સ,) ના ગુમ થઇ જવાનો આખો કિસ્સો શું છે? જવાબમાં તેઓએ કહી નાખ્યું કે અમે બધા જંગલમાં શિકાર કરી રહયા હતા, કે એક વરૂ આવી યૂસુફ (અ. સ.) ને ઉચકી ગયો.

વઝીરે કહ્યું કે તમારી આ વાત તદ્દન અસત્ય છે, કારણ કે હું સારી પેઠે જાણું છું કે તમે યૂસુફ (અ. સ.) ને એક ઉંડા

કુવામાં નાખી આવ્યા હતા અને ત્યાર પછી તેને એક કાફલાના આગેવાનના હાથે વેચી નાખ્યો હતો.

ખઝાનચીના આ શબ્દો યઅકૂબ (અ. સ.) ના પુત્રો ઉપર વિજળીની જેમ પડયા. તેઓના વજ્ર હ્રદયો અંદરને અંદર ધ્રુજી ઉઠયા તેઓ ઘણુાજ ધ્યાન પુર્વક વઝીરના સ્મિત કરતા ચહેરાને જોઇ બોલી ઉઠયા કે યૂસુફ (અ. સ.) તો તમેજ છો ?

વઝીરે કહયું કે હા, હુંજ યૂસુફ છું. બિન યામીન મ્હારો ભાઇ છે. હું તમને દેખાડી આપવા માગું છું કે અમે ચોરીના આક્ષેપથી તદ્દન વેગળા છીએ. બિન યામીને ગ્લાસ ચોર્યો નહતો, પરંતુ મ્હારા એક ઉમરાવે, કે જે આ બધી હકીકતથી જાણુકાર હતો, તેણે બિન યામીનને અહિં રાખી લેવા માટે આ યોજના ઘડી કાઢી હતી.

યૂસુફ (અ. સ.)ના ભાઇઓને પોતાના હાથના કર્યાં હય્યે વાગ્યાં અને યૂસુફ (અ. સ.) ની મોટાઇનો ઉપકાર માની, પોતાના પાછલા ગુનાહ બદલ તવબા કરી ક્ષમા યાચવા લાગ્યા. યૂસુફે (અ. સ.) કહી દીધું કે મ્હારા દિલમાં તમારા પ્રત્યે ઝરા પણ દ્વેષ નથી. હું અલ્લાહ તઆલાનો ઋણી છું, કે જેણે મને નેક અને ઇમાનદાર બનાવ્યો અને આજે તેજ ગુણોના બળ ઉપર એ પદ્વિ મેળવવા ભાગ્યશાળી થયો છું.

યઅકૂબ (અ. સ.) પુત્રો યૂસુફ (અ. સ.) ના એવા અનોખા મેળાપથી ઘણાજ ખુશી થયા અને ઝડપથી મન્ઝિલો કાપતા પોતાના પિતાને આ શુભ સમાચાર સંભળાવવા દોડી ગયા. યઅકૂબ (અ. સ.) નું અંતર પહેલેથીજ યૂસુફ (અ. સ.) ની મુલાકાતની સાક્ષી

આપી રહયું હતું, અને આ ખુશખબર સાંભળી તેઓનું જીવન વળી ચેતનમય બન્યું.

થોડા સમય પછી હઝરત યઅકૂબ (અ. સ.) પોતાની અવલાદ સહિત મિસ્ર રવાના થયા ત્યાં યૂસુફે (અ.) પોતાના માબાપને તખ્ત ઉપર બેસાડી દીધા, પુત્રો તખ્તની આજુબાજુ ફરી વળ્યા અને બધાએ યૂસુફ (અ. સ.) ની મ્હોટાઇની સ્હામે માન અર્થે સિજદો અદા કર્યો.

એવી રીતે યૂસુફ (અ. સ.) ના તે ખ્વાબની તઅબીર સાચી ઠરી કે જે તેઓએ પોતાની બાળ વયમાં નિહાળ્યું હતું, અને જે તેઓના દેશપાર અને ગુલામીના સંકટોનું કારણભૂત હતું.

## [ ૪ ] દુન્યાની પ્રથમ તવહીદી ઇબાદતગાહ : કઅબા

**સા**રાને વહેમ સુધ્ધાં ન હતો કે નેવું વર્ષની વયે તેને ત્યાં પારણું બંધાશે અને પોતાના પનોતા પુત્રને પોતાના સો વર્ષના વયોવૃધ્ધ પતિના બાઝુ તરીકે જોવાને તે ભાગ્યશાળી નિવડશે. તેણે ઇબ્રાહીમ (અ. સ.)ને બીજા નિકાહ કરી અવલાદ મેળવવાની એ શરતે પરવાનગી આપી હતી કે હાજિરા (અ. સ.) અને તેમની અવલાદ તેના હુકમને તાબે રહેશે. ઇસ્હાક (અ. સ.)ની પયદાઇશ પછી આ સ્વભાવ, સારાના દિલમાં હાજિરા ( અ. સ. ) ના પુત્ર ઇસ્માઇલ (અ. સ.) માટે પહેલાં જેવી મુહબ્બત અને શફ્કત રહેવા દે નહિં, એ કુદરતી છે. પરંતુ સારાની એ માગણી તો વધુ પડતીજ ગણાય કે હાજિરા (અ. સ.) અને ઇસ્માઇલ (અ. સ.) બન્ને હઝરત ઇબ્રાહીમ (અ. સ.)ની છત્રછાયા તળે રહે નહિ અને એટલે દૂર ચાલ્યા જાય કે સારા—તેમની શિકલો જોવા તો કોરે રહી—તેમની ખબર પણ સાંભળવા પામે નહિં.

ઇબ્રાહીમ (અ. સ.) પણ ધર્મ-સંકટમાં આવી પડયા. એક તરફ તો તેઓને સારાની નાઝુક તબીઅતનો વિચાર આવતો હતો, જેણે આજ લગી કોઇ કડક શબ્દો સાંભળ્યા ન હતા, અને બીજી તરફ તેમને અને તેમની બીજી પત્નીને પોતાનું તે પવિત્ર વચન યાદ આવી રહયું હતું જે બન્નેએ લગ્ન પ્રસંગે ખુદાને હાઝિર નાઝિર

સમજી સારાને આપ્યું હતું, કે હાજિરા (અ. સ.) અને તેની અવલાદ સારાના તાબા હેઠળ રહેશે. સારાંશ કે સારાની આ માંગણીથી ઘરભરમાં ચિંતાના વાદળો છવાઇ ગયા અને મામલો બિચકતો જોઈ ઇબ્રાહીમ (અ. સ.) વધુ અને વધુ ચિંતાતુર થવા લાગ્યા. તેઓ સારી પેઠે જાણતા હતા, કે સારાની એ માગણી તદ્દન નામુનાસિબ છે, છતાં તેમણે લીધેલા વચનને અંગે તેઓ તેને એ વાતના હકદાર પણ સમજતા હતા, કે જો તે ચાહે તો હાજિરા (અ. સ.) અને ઇસ્માઇલ (અ. સ.)ને પોતાની મરઝી મુજબ ઘરમાં રહેવા દે અને ચાહે તો તેઓને ઘર બહાર કરી દે.

ઇબ્રાહીમ (અ. સ.) પોતાની પત્નીને એટલી કડક માગણી ન કરવા અને દયાભાવ તથાં નરમીથી વર્તવાને સમજાવી રહયા હતા. પરંતુ સારા કયાં માનવાની હતી? એવા મનામણાથી ઉલટો સારાના ગુસ્સાનો પારો વધુ અને વધુ ચઢી ગયો. એ દૃશ્ય નિહાળી તે સબ્ર અને શુક્ર તથા ધીરજ અને નમનતાઇની પુતળી, હાજિરા (અ. સ.)થી વધુ વાર રહેવાયું નહિ. તેણે જીવ કડવો કરી પોતાના પ્રિય પતિને કહયું કે "સારાના હુકમની બજામણી અનિવાર્ય છે. આપ તેમને વધુ નારાઝ કરો નહિં. હું મ્હારી મ્હોટી મુરબ્બી બહેનને રાઝી રાખવા કોઇ દૂર જગ્યાએ ચાલી જઇશ, અને મહેનત મઝદૂરી કરી મ્હારૂં અને મ્હારા બાળકનું પેટ ભરીશ."

હાજિરા (અ. સ.)એ પોતાના અને પોતાના ધણીના વચનના પાલન અર્થે પતિના ઘરને છેલ્લી સલામ કરવાની તૈયારી કરી લીધી અને ઇબ્રાહીમે (અ. સ.) જેમણે જગતના સેંકડો રંગ ઢંગ જોઇ લીધા હતા અને પ્રત્યેક નવી આપત્તિ અને મુસીબતને પોતાના

ખાલિક અને માલિક તરફથી એક નવી કસોટી સમજવા ટેવાઈ ગયા હતા—અશ્રુભીની આંખો હાજિરા (અ. સ.) અને ઇસ્માઇલ (અ. સ.)ને તે સર્વવ્યાપક શકિત ખુદાને હવાલે કરી દીધા. હાજિરા (અ. સ.) કિન્આન છોડી તે નજીવા ભાથા સાથે—જે સારાએ લઇ જવાની પરવાનગી આપી હતી—કોઇ અંજાણુ જગ્યા તરફ ચાલી નીકળી.

એક દિવસે હાજિરા (અ. સ.)ને પાણીની પ્યાસ લાગી. હાજિરા (અ. સ.)એ પાણીની કોથળીમાં જોયું તો પાણી ખલાસ થઇ ચુકયું હતું; ગાઢ જંગલમાં જ્યાં કોસના કોસ લગી ઇન્સાન તો શું પશુ પક્ષીના ચિન્હો પણ દેખાતાં ન હતાં, કયાંએ ખજૂરની વાડી કે હરિયાળીનું નામ નિશાન સુધ્ધાં જણાયું નહિં, કે જે પાણીના ચિન્હ રૂપ કળી સકાય. મા બિચારી પોતાના એકલા બાળકને સમજાવતી, સંતોષતી પર્વતોની હાર ભણી લઇ ચાલી. અરબ રણના ધગધગતા તાપ-તડકા અને ઝેરી વાવાઝોડાની ભયંકરતા હાજિરા (અ. સ.)ની આકરી કસોટીને વધુ અને વધુ અસહ્ય બનાવી રહયા હતા. ખીણુ સુધી પ્હોંચતા તો ઇસ્માઇલના પગોએ જવાબ આપી દીધો અને બેભાન થઇ તેઓ પત્થરીલી જમીન ઉપર પછડાઇ પડયા.

માતાએ પોતાના જીગરના ટુકડા ઉપર પોતાની ઓઢણી ઓઢાવી દીધી અને પોતે ઉઘાડે માથે એક પહાડ તરફ કોઇ કુવા કે ઝરાની શોધમાં દોડી ગઇ. હાજિરા (અ. સ.) હાંફતી હાંફતી એક ટેકરીની ટોચ ઉપર ચઢી ગઇ, જયાંથી તેણે ચારે દિશામાં નઝર ફેંકી, પરંતુ કયાંએ પાણીના ચિન્હો નઝરે પડયા નહિં. ત્યાંથી દોડતી દોડતી નીચે ઉતરી અને બીજા પહાડ ઉપર ગઈ. ત્યાં પણ પાણીનો પત્તો

મળ્યો નહિ. તે પોતાના બાળકની હાલતનો વિચાર કરી કમકમી રહી હતી. દિવાનાની જેમ અહિંથી તહીં દોડી રહી હતી. એક ટેકરી ઉપરથી બીજી ઉપર એમ નિરાધારીની હાલતમાં અટવાઈ રહી હતી. પરિણામે એવીજ વ્યાકુળતામાં હાજિરા ( અ. સ. ) એ સફા મરવા વચ્ચે સાત ચક્કર માર્યા, પરંતુ પાણી મળવાનું ન હતું તે નજ મળ્યું. થાકીને ચૂર થઇ ગઇ તો પોતાના વ્હાલા પુત્રને જોવા પાછી ફરી. ઇસ્માઇલ ઓઢણીની છાયામાં તડફડી રહયા હતા. નઝદીક પહોંચી તો પાસેજ મીઠા પાણીનો ઝરો નઝરે પડયો, જે તે પત્થરીલી ઝમીનમાંથી એવી રીતે ફુટી રહયો હતો જાણે કોઇ પાષાણ હૃદયી માનવીની આંખોમાંથી અશ્રુ વહેતા હોય! હાજિરા ( અ. સ. )ની નિરાધારી જોઇ જાણે પૃથ્વિનું દિલ પણ પીગળી ગયું ન હોય! હાજિરાએ ઇસ્માઇલના મુખમાં મીઠું પાણી રેડયું તો બાળકની રગેરગમાં તાઝગીના ચિન્હો દેખાવા લાગ્યા અને થોડા સમય પછી તેણે આંખો પણ ઉઘાડી.

હાજિરા (અ. સ.)ને તે મીઠા પાણીનો ઝરો એટલો ગમ્યો કે તેમણે ત્યાંજ મુકામ કર્યો, જેથી કરીને રાહદારીઓ અને ભૂલ્યા ભટકયા મુસાફરોને પાણી પીવાડવાની સેવા બજાવી સકે. આ ઝરો શામથી સબા જતા વેપાર-માર્ગ ઉપર આવેલો હતો અને વેપારી કાફલાઓ એ ઝરાને હઝરત ઇસ્માઇલ (અ. સ.)નીજ આણેલી બરકત સમજી તેને બહુ મોટી નિઅમત ગણતા હતા. એવી રીતે હાજિરા (અ. સ.) અને તેમના વહાલા પુત્ર ઇસ્માઈલની રોઝીના સાધનો પયદા થઈ ગયા. તેઓને મુસાફરો અને કાફલાવાળાઓ પાસેથી તેજ

ઝાડ પાન વિનાની ખીણુમાં ત્યાંજ બેઠા બેઠા ખજુરો અને બીજા અનેક પ્રકારના ફળો મળવા લાગ્યા. બન્ને એક ન્હાનકડી ઝુંપડી બનાવી સફા મરવા પાસે ઝરાની નઝદીક રહેવા લાગ્યા.

° ° °

થોડા વર્ષો એમજ વીતી ગયા. સારા પોતાના પતિની રૂબરૂમાં હાજિરા (અ. સ.) અને ઇસ્માઇલ (અ. સ.)ના પરદેશ ગમન ઉપર દિલગીરી વ્યકત કરી મઆફી ચાહી પરલોક ગમન કરી ચુકી હતી. ઇબ્રાહીમ ( અ. સ.) પોતાના દાદા આદમ ( અ. સ. ) ના પવિત્ર ઇબાદતખાનાની શોધમાં નીકળી પડયા, લાંબા પ્રવાસ પછી ઇબ્રાહીમ (અ. સ.)ની સાંઢણી સફા અને મર્વા વચ્ચે આવેલી હાજિરા (અ. સ.) અને ઇસ્માઇલ ( અ. સ. )ની ઝુંપડી પાસે આવી, પોતાની મેળેજ થોભી ગઇ.

ઇબ્રાહીમે (અ. સ.) નીચે ઉતરી તે ભાંગેલા તુટેલા પત્થરો ઉપર નઝર ફેંકી જ્યાં સાંઢણી પોતાની મેળેજ ઉભી રહી ગઇ હતી. તેમને રહેઠાણના ચિન્હો દેખાવા લાગ્યા. કુશાગ્ર બુધ્ધિએ ઇબ્રાહીમ (અ. સ.)ને ખરી દિશા સૂચવી. જીબ્રઇલે (અ. સ.) તેમના દિલમાં એ વાત ઉતારી દીધી કે આ તેજ પવિત્ર ઇબાદત ઘર છે, જેને સૌથી પહેલાં હઝરત આદમે (અ. સ.) બાંધ્યું. ઇબ્રાહીમે (અ. સ.) પોતાના ખાલિક અને માલિકના દરબારમાં માથું ઝુકાવી દીધું અને શુક્રનો સિજદો બજાવી લાવ્યા. ઝિક્ર અને તસ્બીહથી ફારિગ થઇ માથું ઉઠાવ્યું તો જોયું કે હાજિરા અને ઇસ્માઇલ પણ સિજદામાં તેમની સાથે હતા !

પિતા અને પુત્ર, પતિ અને પત્ની સહર્ષ ભેટયાં અને ઇબ્રાહીમ અ. સ.) પણ તે ઝરા પાસે રહેવા લાગ્યા, જેની દેખરેખ ઇસ્માઇલ રાખતા હતા.

c o o

થોડા દિવસ પછી ઇબ્રાહીમ (અ. સ.) અને ઇસ્માઇલે (અ. સ.) આદમ (અ. સ.)ના ઇબાદત ઘરનું નવેસરથી બાંધકામ શરૂ કરી દીધું. આ પવિત્ર ઘરનો પાયો નાખતી વેળા બંને બાંધનારાઓએ પોતાના પરવરદિગાર પાસે દુઆ માંગી :

"પરવરદિગાર! અમારી આ સેવા કુબૂલ ફર્માવી લે. બેશક, તુંજ યાચનાઓનો સાંભળનાર અને નીય્યતોનો જાણનાર છે. પરવરદિગાર! અમને તારા તાબેદાર બન્દા બનાવી રાખ અને અમારા વંશમાંથી એવી ઉમ્મત પયદા કર જે ત્હારી તાબેદાર હોય. અમને ત્હારી ઇબાદતના તરીકા શિખાડ અને અમારા કુસૂર મુઆફ કર. ખરેખર તુંજ રહેમ કરવાવાળો અને મઆફ કરવાવાળો છે. હે અમારા પરવરદિગાર! અમારા વંશના લોકોમાંથીજ એક રસૂલ મોકલ જે તેઓને ત્હારી આયતો પઢી સંભળાવે, તેઓને કિતાબ અને જ્ઞાનની તાલીમ આપે. તેઓના અંતરોને પાક સાફ કરે. સાચેજ, તુંજ સર્વ અધિકારી અને તદબીર કરવાવાળો છે."

જગત જાણે છે કે ઇબ્રાહીમ ( અ. સ. ) અને ઇસ્માઇલ (અ. સ.)ની આ દુઆ કેવી શાનની સાથે અલ્લાહના દરબારમાં

કબૂલ થઇ. જો માનવામાં ન આવતું હોય તો હજ પ્રસંગે અર-બસ્તાનમાં જઇને જુઓ કે જ્યાં પૂર્વ અને પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણના લોકોની ઠઠ-મેદની અલ્લાહના આ ઘરની ઝિયારત માટે જામે છે, કે જેને ઇબ્રાહીમ (અ. સ.) અને ઇસ્માઇલે (અ. સ.) બાંધ્યું હતું. સફા મરવા વચ્ચે દોડી લોકો, તે મુબારક ઘડીની યાદ તાઝી કરે છે કે જ્યારે હાજિરાએ તનતોડ પ્રયાસો પછી ઝમઝમનો કુવો મેળવ્યો હતો.

# [ ૫ ] કુર્બાનીની પહેલી ઈદ

આજથી હઝારો વર્ષ પૂર્વે રેતાળ અરબના રણવાસીએ સ્વપ્નું જોયું કે તે પોતાના એકના એક લખ્તે જીગરના ગળા ઉપર છરી ફેરવી રહયો છે. તે ખુદાનો મકબૂલ અને માનીતો બન્દો હતો. તેણે ધાર્યું કે મ્હારો પરવરદિગાર મ્હારી કનેથી કોઇ કુર્બાની ચાહે છે. એટલે સવારે ઉઠી ઊંટોના એક જુથની કુર્બાની કરી નાખી અને મિસ્કીનોમાં ગોસ્ત વ્હેંચી દીધું.

બીજી રાત્રે વળી પાછું તેણે સ્વપ્નું જોયું કે તે પોતાના માલિક અને મવલાના ભોગાલય અર્થાત કુર્બાનગાહ ઉપર પોતાના એકનાએક પુત્રને લઈ ઉભો છે. તેના સ્વપ્ના હમેશા સાચા ઠરતા હતા. તેણે વિચાર્યું કે મ્હારો પાલનકર્તા મ્હારી પાસેથી હજી વધુ ભોગ માગે છે. એટલે સવારે ઉઠી એક વધુ ઊંટના જુથને ઝુબ્હ કરી, ભૂખ્યા મિસ્કીનોમાં ગોસ્ત વ્હેંચી આપ્યું.

ત્રીજી રાત્રે વળી તેણે તેજ ખ્વાબ જોયો અને પોતાના પરવરદિગારનો સાદ સાંભળ્યો કે હું ત્હારા પુત્ર ઇસ્માઇલની કુર્બાની ચાહું છું. ખુદાનો આ પ્યારો બન્દો આવાઝ સાંભળતાની સાથેજ બિછાનામાંથી ઉઠયો અને સહુથી પહેલાં પોતાના હકીકી માલિકના દરબારમાં શુક્રનો સિજદો અદા કર્યો અને પાછલા બે દિવસોની અંજાણ ભૂલ માટે મઆફી માગી.

સવાર થઇ તો તેણે ઊંટ, બકરા અને ઘેટાના જુથ તરફથી મ્હોં ફેરવી લઇ, પોતાના એકનાએક વહાલા પુત્રને સંબોધી કહયું : મ્હારા મવલાએ તમને પોતાની પાસે બોલાવ્યા છે અને હું તમને અલ્લાહના માર્ગમાં કુર્બાન કરવા ઇચ્છું છું."

ન્હાના બચ્ચાને ખુદા સાથેની પોતાના બાપની દોસ્તીની ખબર હતી. તે એ આમંત્રણ ઉપર ઘણોજ ખુશી થયો. તેનો ચહેરો અલ્લાહના માર્ગમાં કુર્બાન થવાની ખુશીથી ખીલી ઉઠયો.

ખુદાના આ મકબૂલ બન્દાની ભાગ્યશાળી પત્નીને પણ પોતાના પતિની અલ્લાહ સાથેની દોસ્તીની જાણ હતી. જ્યારે તેણે બાપ બેટાની ખુશીની હકીકત સાંભળી, ત્યારે તે પણ કુર્બાનીની આ નવી ઇદ ઉજવવામાં શરીક થઇ ગઇ.

રણવાસીઓ એવી રીતે ઇદ મનાવવા લાગ્યા અને ધણી ધણિઆણી અને તેમનો એકલો પુત્ર ત્રણે મળી, આ અનોખી કુર્બાનીની પોતપોતાની તૈયારીઓ કરવા લાગ્યા.

માએ પોતાના પુત્રને ન્હવડાવ્યો, તેને નવાં કપડાં પહેરાવ્યાં આંખોમાં કાજળ આંજ્યું અને રૂમાલમાં અત્તર છાંટી આપ્યું. કારણ કે તે પોતાના અને પોતાના બાપના દોસ્તને ત્યાં મિહમાન તરીકે જઇ રહયો હતો.

પિતાએ છરી હાથમાં લીધી અને એક કાળા પત્થર ઉપર તેને ઘસવા લાગ્યા, જેથી કરીને તેની ધાર વધુ તેઝ થઇ જાય અને પુત્રની કુર્બાનીનું કામ જલ્દીથી તમામ થઇ સકે.

મમતાની મારી માતાએ પોતાના જીગરના ટુકડાના લલાટ ઉપર ચુંબન કર્યું અને પિતા પુત્ર ભોગાલય તરફ રવાના થઇ ગયા.

પુત્રને પિતા કરતાં આ ઇદની ખુશી વધુ હતી અને તેના ઉત્સાહભર્યા કદમ ભારે ઝડપથી ભોગાલય તરફ ઉઠી રહયા હતા.

માર્ગમાંજ બાપ બેટાને શયતાન મળ્યો, જેણે તેમને બહેકાવવાના પ્રયત્નો આદર્યા. બન્નેએ તેને પત્થર માર્યા અને તે નાકામ થઇ ન્હાસી છુટયો.

શયતાને ઇસ્માઇલની માને પણ બહેકાવવાની કોશિશ કરી અને તેમને કહયું કે તમારો ધણી તો ગાંડો થઇ ગયો છે, જે માત્ર એક સ્વપ્નાને આધારે પોતાના પુત્રના ગળાને છરીથી રેંસી નાખવા તૈયાર થઇ ગયો છે. ઇસ્માઇલ (અ. સ.)ની માએ પણ તેની ઉપર પત્થર ફેંકયા અને ત્યાંથી પણ તે વીલે મોઢે પાછો ગયો.

કુર્બાનગાહ ઉપર પ્હોંચી, પુત્રે અલ્લાહના દરબારમાં માથું નમાવી દીધું. પિતાએ ગળા ઉપર છરી ફેરવી દીધી. બાપની મુહબ્બતે આંખો ઉપર પટો બાંધી લીધો. ઝબાન "અલ્લાહુ અકબર" પોકારવા લાગી. દિલમાં અલ્લાહની પવિત્રતા અને મ્હોટાઇની કુચ વાગવા લાગી અને ઇબ્રાહીમનું અંતઃકરણ પોકારી ઉઠયું :

"મ્હારી નમાઝ, મ્હારી ઇબાદત, મ્હારી મવત અને મ્હારી ઝિન્દગી અલ્લાહના માર્ગમાં કુર્બાન થાવ, કે જે અનેક જહાનોનો પાલનકર્તા છે. મ્હને એવીજ રીતે હુકમ આપવામાં આવ્યો છે અને હું હુકમ બજાવી લાવનારાઓમાં સૌથી પહેલો છું."

ઇબ્રાહીમ (અ. સ.)નો હાથ હાલ્યો અને આકાશી જગતના તમાશબીન ફરિસ્તાઓના 'અલ્લાહુ અકબર! અલ્લાહુ અકબર! અલ્લાહુ અકબર! અલ્લાહુ અકબર!' લાઇલાહા ઇલ્લલ્લાહુ વલ્લાહુ અકબર! અલ્લાહુ અકબર વલિલ્લાહિલ હમ્દ!"ના નારાઓથી ઉભય

જગત ગાજી ઉઠયા. ઇબ્રાહીમ પોતાના પ્રિય પુત્રની લાશને ખૂનમાં તડપતી દેખવા માટે આંખો ખોલે છે તો વસ્તુસ્થિતિ તદ્દન જુદીજ દેખે છે. છરી એક દુમ્બાની ગર્દન ઉપર ચાલી ચુકી હતી અને ઇસ્માઇલ (અ. સ.) સ્મિત કરત્તા ઉભા હતા. તેમનો ચહેરો નુબુવ્વતના નૂરથી રવશન હતો.

આકાશ ઉપરથી નાઝિલ થનારા ફિરિશ્તાએ કહયું કે: "અલ્લાહ તઆલાને તમારા બચ્ચાના ખૂન, ગોશ્ત અને પોસ્તની ઝરૂરત ન હતી, તે તો તમારી કનેથી તેના હુકમની તાબેદારી ઇચ્છતો હતો અને તમે એ કસોટીમાં કસાઇ પુરા ઉતર્યા છો એટલે તમારા પરવરદિગારે કુર્બાની માટે આ દુમ્બો મોકલ્યો છે અને હું તમને તમારી પત્નીને અને તમારા ભાગ્યશાળી પુત્રને અલ્લાહની ખુશીનો પયગામ સંભળાવવા આવ્યો છું !" બાપ બેટા અલ્લાહની રઝામન્દીનો પયગામ સાંભળી સિજદામાં ઝુકી પડયા અને આકાશ પાતાળ તકબીર અને તહલીલથી ગાજી ઉઠયા.

પૃથ્વીની સપાટી ઉપર આ પહેલ વહેલી ઈદે કુર્બાં અર્થાત ભોગ-ઇદ હતી, જે **ખલીલુલ્લાહના** ઘરમાં ઉજવાઇ અને હવે **ખલીલુલ્લાહ** (અ. સ.)ની અવલાદના ઘરે ઘરમાં, વર્ષ વર્ષે દુન્યાને ખૂણે ખૂણે ઉજવાય છે.

હઝરત યૂસુફ (અ૦) ને અર્પણ

# ઇન્સાન કસોટીમાં ફરિશ્તો દેખાયો

મિસ્રની રાજધાનીમાં વેપારીઓનો સંઘ **શામ**, **કન્આન**, **ફેલિસ્તીન** અને **એશિઆના** બીજા શહેરોનો માલ લઇ આવી પહોંચ્યો. મિસ્રવાસીઓ એશિઆની નવાઇઓ ખરીદવા બાઝારમાં એકઠા થવા લાગ્યા. વેપારીઓના માલમાં દસ બાર વર્ષનો એક ચંદ્રમુખી છોકરો પણ હતો, જેના લલાટ ઉપર નસીબનો સિતારો ચમકી રહયો હતો અને જેના રૂપરંગ અને ચાલચલણ ઉપરથી સ્પષ્ટ જણાતું હતું કે તે કોઇ ઉચ્ચ ખાનદાનનો નબીરો છે, જેને તેના મા બાપે ઘણાજ લાડપાડથી ઉછેર્યો છે. પરંતુ દુર્ભાગ્યે તેની આજે એ દશા થઇ ગઇ છે, કે વેપારીઓ તેને બહુજ નજીવી કીમતે વેચી નાખવાને આતૂર છે.

મિસ્રનો **અઝીઝ** પણ આ બાઝારનું અવલોકન કરી રહયો હતો; તેની નઝર તે ખૂબસૂરત છોકરા ઉપર પડી જેની આસપાસ લોકોની ઠઠ ઝામી હતી. છોકરાના અનુપમ સૌંદર્યે તેનું દિલ હરી લીધું, પરિણામે તેણે કાફલાવાળાઓ પાસેથી તે છોકરાને કોડીના મૂલે ખરીદી લીધો. અઝીઝની પત્ની જેને સંતાનનું સુખ ન હતું, તે છોકરાને જોઇ હર્ષઘેલી બની ગઇ. પતિ પત્નીએ તેને પોતાના પુત્ર તરીકે પાળવાનો નિશ્ચય કરી લીધો.

એમ યૂસુફ અઝીઝના ઘરમાં પહોંચ્યા. ત્યાં ટુંક સમયમાંજ તેમનો દરજ્જો ઘણોજ વધી ગયો અને તેના આગમનની બરકતથી તે ઘરમાં અલ્લાહની કૃપાવૃષ્ટિ પણ પહેલાં કરતાં અનેકગણી થઇ. અઝીઝ એ બરકતથી ખૂબ ખુશ થયો.

યૂસુફ યૌવનના આંગણામાં પ્રવેશ્યા અને જેમ જેમ તેમનું યૌવન ફળતું ગયું, તેમ તેમ તેમનું સૌંદર્ય પણ વધતું ગયું.

માનવ-સ્વભાવ એક એવી ગુંચ છે જેનો ઉકેલ વિજ્ઞાનીઓ આજ લગી કરી સકયા નથી અને તેમાં વળી માનવ જાતિના કોમળ વર્ગની પ્રકૃતિ તો કંઇ એવી અણઉકેલ સમસ્યા છે, કે જે પહેલાં તો કોઇની સમજમાંજ બેસતી નથી. અઝીઝની પત્ની જેને પોતાના પુત્ર તરીકે ઉછેર્યો હતો તેના ઉપરજ મોહી પડી અને યૂસુફ સાથે ગેરવર્તણુંક આદરી બેઠી. પોતાની મનકામના તૃપ્ત કરવાની તેને તાલાવેલી લાગી. પ્રથમ તો તેણે અવનવા ચેનચાળા અને હાવભાવ વડે યૂસુફનું મન હરી લેવાના નિષ્ફળ પ્રયાસો કરવા માંડયા, પરંતુ જ્યારે તેણે જોયું કે તે પોતાની આંખો સુધ્ધાં શરમના માર્યે અને ભારે ઉપર ઉઠાવતા નથી, ત્યારે તે છેલ્લે પાટલે બેસી ગઇ અને લાજ શરમને કોરે મુકી યૂસુફ (અ. સ.) સાથે છેડછાડ કરવા લાગી.

યૂસુફ જ્યારે તેની જાળમાં ન આવ્યા અને તેને ઉલ્ટા શરમ હયાનાજ ઉપદેશ કરતા રહયા ત્યારે એવા નકારથી તે અવરતની અંતર-લાલા વધુ સતેજ થઇ. પરિણામે તેણે નિશ્ચય કરી લીધો, કે "આ નવયુવાનની પવિત્રતા ઉપર લાંછન લગાડીનેજ રહીશ. એને પરાણે પણ પાંસરો કરીશ."

એક દિવસે યૂસુફ કોઇ કામસર ઓરડામાં ગયા, જ્યાં એકાંતનો લાભ લઇ અઝીઝની પત્નીએ તેમને ઘેરી લઇ, પ્રેમની ઇંદ્રજાળ પાથરી. યૂસુફની જીભ નકારનુંજ રટણુ કરતી હતી. તેમણે કહયું : “તમારા ધણીએ મ્હને પોતાના પુત્ર તરીકે પાળી પોષી મ્હોટો કર્યો છે અને ઘરના માલિક પેઠે મને આજ લગી રાખ્યો છે. હું કદી પણ લૂણ હરામ બનીશ નહિ અને તેની અમાનતમાં ખિયાનત કરીશ નહિ. એટલું કહી તેઓ તે અવરત તરફથી પોતાનું મુખ ફેરવી લઇ દરવાઝા ભણી દોડયા કે કેમે કરીને આ નિર્લજ અવરતના પંજામાંથી છટકી છુટે. અઝીઝની પત્ની તેમની પછવાડે દોડી અને તેમના પહેરણનો પાલવ પકડી પોતાની તરફ ખેંચવા લાગી. ખેંચ-તાણુમાં પાલવ ફાટી ગયો. એટલામાં દરવાઝામાંથી અઝીઝ ઘરમાં દાખલ થયો. ધણીને જોતાંજ તે ધ્રૂજી ઊઠી, પરંતુ પોતાના બચાવ ખાતિર સ્ત્રી-સ્વભાવની બીજી શક્તિઓ પણ જાગૃત થઇ ગઇ. ધણીનું મોઢું જોતાંજ તેણે ફેરવી તોલ્યું અને યૂસુફને ધડાધડ ગાળો ભાંડવા લાગી ! પોતાના ધણીને ચોકખા શબ્દોમાં કહી દીધું કે યુસુફ મ્હારા ઉપર બળાત્કાર ગુઝારવાના ઇરાદાથી આગળ વધ્યો હતો. પત્નીની એવી વાતો સાંભળી અઝીઝના ગુસ્સાનો પાર રહયો નહિ. તે ચાબૂક લઇ યુસુફને મારવા જતો હતો, એવામાં યુસુફે પોતાની દશા કહી સંભળાવી મહેલમાં હોહાકાર મચી ગયો હતો. ઘરવાલા ભેગા થઇ ગયા હતા. તેઓ તે ચાલાક સ્ત્રીના આક્ષેપ તથા ભોળા નવયુવાનના નિર્દોષપણાના ઇકરારનો તમાશો જોઇ રહયા હતા. છેવટે તેમાંના એકે અઝીઝને કહયું કે : જો યૂસુફનું પહેરણ પાછળથી ફાટયું હોય, તો ગુનોહ તારી પત્નીનો છે અને જો આગળથી ફાટયું હોય તો યૂસુફનો.

યૂસુફનું પહેરણ તપાસવામાં આવ્યું તો અઝીઝને તેમની પાકદામની અને પવિત્રતાની સંપૂર્ણ ખાત્રી થઈ ગઈ અને તેણે પોતાની પત્નીને તેના નાપાક ઇરાદા માટે સખ્ત ઠપકો આપ્યો. એટલેથીજ વાત ગઇ ગુઝરી થઇ ગઇ.

પરંતુ આ બનાવ પછી પણ તેણે યૂસુફને પોતાના પ્રેમપાશમાં ફસાવવાના પ્રયત્નો ચાલુ રાખ્યા. તેની પ્રેમની કથા ઘરની લોંડીઓ દ્વારા શહેરની ઉચ્ચ સોસાયટીમાં પણ ફેલાઇ ગઇ અને અઝીઝની પત્નીની સહેલીઓ તેને એક ગુલામ સાથે ઇશ્કબાઝી કરવાના મેણા ટાણા સંભળાવવા લાગી. ત્યાર પછી તો તે પોતાની જાણભેદુ સખીઓને યૂસુફ (અ. સ.)ના સૌંદર્ય અને યૌવનની વિગતો પ્રશંસા-ભર્યા શબ્દોમાં કહી સંભળાવતી. પરંતુ તેઓ એમ કંઇ માની લેવા વાળી થોડીજ હતી ? પહેલાં તો તેમને એ વાતનીજ ખાત્રી થતી ન હતી કે એક નવયુવાન એટલો સદાચારી થઇ સકે છે અને એક ગુલામ બચ્ચામાં એટએટલા ગુણો અને આકર્ષણો હોઇ સકે છે—અને તે પણ એવા કે અઝીઝની પત્ની અથવા તો બીજી કોઇ શરીફઝાદી તેના ઉપર મોહી પડે. બીજું તેઓ એ વાત પણ માનવાને તૈયાર ન હતી કે કોઇ નવયુવાન કોઇક રૂપાળી સ્ત્રીના હાવભાવ સ્હામે પણ મઝબૂતી સાથે અડગ રહી સકે.

અંતે યૂસુફની કસોટી માટે એક દિવસ મુકર્રર કરવામાં આવ્યો. તે દિવસે અઝીઝની પત્નીએ પોતાની બહેનપણીઓને ઘણા ઠાઠમાઠ સહિત શાહી દઅવત આપી. મિસ્રના સરદારોની વહુઓ, પુત્રીઓ અને બીજી ઉચ્ચ ખાનદાનની અવરતોને પણ નોંતરવામાં આવી હતી. અઝીઝની પત્નીએ મિહમાનોની પરોણાચાકરીનું કાર્ય

યૂસુફને સોંપી દીધું, જેથી કરીને અવરતો તેને બરોબર નિહાળી સકે અને તેમને પોતપોતાની ઇંદ્રજાળોમાં ફસાવવાની મનમાનતી કોશિશો કરી છૂટે. દસ્તરખ્વાન બિછાવવામાં આવ્યું અને બધા પરોણાઓ જમવા બેસી ગયા. યૂસુફ તેઓની સેવામાં ઉભા હતા, પરંતુ શર્મથી તેમની આંખે ભોંય ઉપરજ ચોંટેલી હતી. અવરતોએ આ નવયુવાનની લાજ દૂર કરવાના પ્રયત્નો કર્યા. જયારે તેમની બધી વાતો નિષ્ફળ ગઇ ત્યારે તેઓમાંથી ધણી અવરતોએ તો ફળ કાપવાની છરીઓથી પોતાના હાથ કાપી નાખ્યા અને આશિકાના ખુશામતથી યૂસુફ (અ. સ.)ને કહેવા લાગી કે તમારા સૌંદર્ય અને જમાલે અમને એટલા તો બેભાન બનાવી રાખ્યા છે કે અમારા શરીરો પણ સાવ લાગણી સૂના થઇ યગા છે!

મિસ્રની લલનાઓના આ ચેનચાળા નિષ્ફળ ગયા અને યૂસુફે કોઇની તરફ એક આંખ સુધ્ધાં ઉપાડી નહિ. પરિણામે બધાએ એકમતે ચૂકાદો આપ્યો કે આ નવયુવાન માનવ-જાતિમાંથી નથી, પરંતુ કોઇ આકાશી ફરશ્તો છે, જેના ઉપર અમારા સૌંદર્ય કે હાવભાવનો જાદૂ ચાલી સકતો નથી.

અઝીઝની પત્ની આ ફરિશ્તા રૂપી ઇન્સાનને છેવટની કસોટીએ ચઢાવી હતાશ અને નિરાશ થઇ ગઇ. તેણે હવે યૂસુફને ઠેકાણે લાવવા બીજી યુકિત હાથ ધરી: તેણે તેમને કારાગૃહમાં મોકલવાની ધમકીઓ આપી. પરંતુ જ્યારે તેણે જોયું કે આ ધમકીઓમાં પણ તેઓ નથી આવતા, ત્યારે પોતાના ધણીને એકખુ સંભળાવી દીધું, કે હું આ ગુન્હામથી હવે તો કંટાળી ચુકી છું અને માત્ર એકજ શરતે આ ઘરમાં રહી સકું છું કે તેને કેદમાં નાખવામાં આવે.

અઝીઝ યૂસુફને બહુજ ચાહતો હતો અને ઠેર ઠેર તેમની નેકી, પરહેઝગારી, સદાચાર અને સાદગીના વખાણ કરતો હતો. તેણે પોતાની પત્નીને રાઝી રાખવા માટેજ યૂસુફને નિર્દોષ ગણવા છતાં પણ કારાગ્રહમાં નાખી દીધા. યૂસુફે આઝાદી કરતાં પણ કયદખાનાને વધુ પસંદગી આપી, કારણ કે તેઓ એ ઘરમાં તો શયતાની હુમલાઓથી સદા ઘેરાયલા રહેતા હતા.

કયદખાનામાં વર્ષો વીતી ગયાં અને કોઇએ આ નિર્દોષ નવયુવાન વિષે કંઇ પણ પૂછપરછ કરી નહિ. યુસુફની નેકદિલી અને સચ્ચાઇ કારાગ્રહમાં મશ્હૂર થઇ ગઇ અને બધા કયદીઓ તેમને માનની નઝરે જોવા લાગ્યા. બધા પોતપોતાના દુઃખ દર્દ તેમને સંભળાવતા અને તેમની નેક વાતો સાંભળી તેમની સંગતમાં એક પ્રકારની રાહત અને શાન્તિ અનુભવતા. મિસ્રના પાદશાહના બે ચાકરો પણ કોઇ વાંકસર તેમની સાથે મુસીબતો ઝીલી રહયા હતા. એક રાત્રે તેઓએ અર્થસૂચક સ્વપ્ના નિહાળ્યા અને સવારે તેમણે યુસુફને પોતપોતાના ખ્વાબની તઅબીર પૂછી. યૂસુફની તઅબીર–શક્તિના બનાવો એ પહેલાં પણ ચર્ચાઇ ચૂકયા હતા. બાદશાહના એક ચાકરે કહયું કે સ્વપ્નામાં મેં મ્હારા માથા ઉપર રોટલીનો એક થાળ જોયો કે જેના ઉપર ચીલો અને કાગડાઓ પડા પડી કરી રોટલીઓના ટુકડાઓ ઉપાડી ઉપાડી ઉડી જાય છે. બીજાએ કહયું કે હું સ્વપ્નામાં દ્રાક્ષને નીચોવી રસ કાઢી રહયો હતો. બન્ને કયદીઓના સ્વપ્ના સાંભળી યસુફે તેમને બીજે દિવસે ખરી તઅબીર કહેવાનું વચન આપ્યું.

બીજે દિને તેમણે કહયું: "કે જેણે સ્વપ્નામાં અંગૂરનો રસ કાઢયો છે, તે ફરીવાર પાદશાહનો ખાસ દરબારી બની રહેશે અને

જેણે પોતાના માથા ઉપર રોટલીઓની થાળ જોઇ છે, તેને શુળી ઉપર લટકાવવામાં આવશે અને ચીલો તથા કાગડાઓ તેના માથાનો ગોસ્ત પીંખી ખાશે."

યૂસુફે તઅબીરો દેખાડયા પછી દરબારી બનવાવાળા માણસને કહયું કે જ્યારે તમને તમારી પહેલી પદ્ધી મળે ત્યારે તમારા બાદશાહને મ્હારી યાદ અપાવી કહેજો કે એક નિર્દોષ માણસ માત્ર અવરતોના કાવાદાવાઓને લીધે જેલમાં સબડી રહયો છે.

થોડા દિવસોમાંજ શાહી કોર્ટે આ બંને ખાદિમોના કેસનો ચુકાદો બહાર પાડયો અને યૂસુફની બયાન કરેલી તઅબીરો મુજબ એક વળી પાછો બાદશાહનો ચાકર બની ગયો અને બીજાને શુળી ઉપર ચઢાવી દેવામાં આવ્યો.

ખાસ દરબારી બનવાવાળો માણસ કારાગ્રહમાંથી બહાર નીકળી યૂસુફનો સંદેશો ભૂલી ગયો અને યૂસુફે કેટલાક વધુ વર્ષો જેલમાંજ કાઢયા.

એક વેળાએ મિસ્રના બાદશાહે રાત્રિના ઘોર અંધકારમાં એક અર્થસુચક સ્વપ્નું જોયું અને સવારે ઉઠી દરબારીઓને તેની વિગત કહી સંભળાવી. સ્વપ્નું ગુંચવણભરેલું હોવાથી શાહી નુજૂમીઓ અને જ્યોતિષીઓ તેનો સંતોષકારક ઉકેલ કાઢી સકયા નહિ. જ્યારે બાદશાહને હવે એક ખાસ તઅબીર દેખવાવાળા નિષ્ણાતની ઝરૂર પડી, ત્યારે તે ખાસ દરબારીને પોતાની જેલનો સાથી યાદ આવી ગયો. તેણે બાદશાહને પોતાના સ્વપ્નાની હકીકત કહી સંભળાવી કે ડયદખાનાની અંદર એક અતિ નેક મર્દ પડયો છે. તેજ આ

સ્વપ્નાની ખરી તઅબીર દેખાડી સકે એમ છે. પરિણામે બાદશાહની પરવાનગીથી તે કયદખાનામાં ગયો, યુસુફને મળ્યો અને પોતાની ભૂલ બદલ મુઆફી ચાહી, બાદશાહનો ખ્વાબ સંભળાવ્યો કે બાદશાહે સાત જાડી મોટી ગાયોને સાત દુબળી પાતળી ગાયોના શિકાર બનતી જોયા પછી સ્વપ્નામાંજ સાત લીલા સાંઠા જોયા અને સાત સાવ સુકકા.

યૂસુફે (અ. સ.) કહ્યું કે એના અર્થ એ થાય છે, કે મિસ્રમાં પહેલાં સાત વર્ષ લીલાલહેરના આવશે અને પછીના સાત વર્ષોમાં એક કારમો દુકાળ પડશે. લોકોએ ખુશહાલીના સાત વર્ષોમાં જેટલો પાક ભેગો કર્યો હશે તેજ દૂકાળમાં કામ આવશે. એટલે મિસ્રવાસીઓને જોઇએ કે પહેલાં સાત વર્ષોમાં ઝરૂરત કરતાં જેટલો વધુ પાક થાય તે તે સાંઠા કે ઠુંઠાઓમાંજ એકઠું થવા દે.

તઅબીર પૂછી તે દરબારી બાદશાહ પાસે પહોંચ્યો, જે સાંભળી બાદશાહ પણ ઘણોજ ખુશી થયો અને એવા ખુદાદાદ દિમાગ રાખવાવાળાને કયદખાનામાંથી કાઢી પોતાની પાસે લઇ આવવાનો હુકમ આપ્યો.

બાદશાહના કારભારીઓ છુટકારાની ખુશખબર લઇ યસુફ (અ. સ.) પાસે પહોંચ્યા. તેમણે કહ્યું કે: "બાદશાહ સલામતે પહેલાં તો મ્હારા તે ગુનાહની સંપૂર્ણ તપાસ કરી લેવી જોઇએ કે જેની શિક્ષામાં હું આ કયદની સઝા ભોગવી રહયો છું અને મ્હારી ચાલચલગત વિષે તે અવરતોને પૂછવું જોઇએ કે જેમણે બેગમની પાર્ટી પ્રસંગે પોતાના હાથ કાપી નાખ્યા હતા."

બાદશાહે તે અવરતોની બોલાવી બધી હકીકત સાંભળી અને છેવટે અઝીઝની પત્નીએ પણ યૂસુફ (અ. સ.) ની પવિત્રતાનો ઇકરાર કર્યો.

જ્યારે શાહી કોર્ટમાં યૂસુફ (અ. સ.)ની પાકદામની અને દીનદારી સાબિત થઈ ચુકી ત્યારે તેમને બાદશાહ સમક્ષ લાવવામાં આવ્યા. બાદશાહે તેમને કોઈ પદ્દી આપવા ચાહી ત્યારે યૂસુફે (અ. સ.) પાક ખાતાના પ્રધાનપદ માટે પોતાની ઇચ્છા દર્શાવી અને બાદશાહને કહયું, કે "હું સ્વભાવેજ અમાનતદાર પયદા થયો છું ! એટલે ખઝાના અને ભંડારોની વ્યવસ્થા હું સારી રીતે કરી સકીશ. પરિણામે હઝરત યૂસુફ (અ. સ.)ને આ જવાબદારીના ઓહદા ઉપર નીમવામાં આવ્યા. તેમણે પોતાની ફર્ઝ કેવી રીતે અદા કરી તે ઇતિહાસ-પ્રસિધ્ધ વાત છે. (અલ્લાહુમ્મ સલ્લે અલયહ.)

## હઝરત મૂસાની માતાને અર્પણ

# [ ૭ ] ફિરઅવન મૂસા ઉછેરે છે !

રાતનો પાછલો પહોર હતો. આકાશમાં તારલાઓ પણ એક પછી એક મંદ પડી અદ્દશ્ય થઇ રહ્યા હતા. ફિરઅવનના પાટનગર ઉપર નિદ્રાના વાદળો છવાઇ રહ્યા હતા. શહેર આખામાં શાન્તિનું સામ્રાજ્ય વ્યાપેલું હતું. તેની ભવ્ય ઇમારતો, લાંબી સડકો અને સડકો ઉપર પહેરો ભરનાર ઉંચા વૃક્ષો ઘોર અંધકારમાં કોઇ ઉજ્જડ વેરાનીનો ભાસ કરાવી રહ્યા હતા. ઉષાની મંદ લહેરો જે અર્ધ રાત્રે નીલ નદીના મોજાં સાથે ગેલ કરતાં ટેવાયલી હતી, તે પણ કોણ જાણે ક્યાં સંતાઇ ગઇ હતી. નીલ કિનારે એક અવરત બ્હીકની મારી આમતેમ દેખી રહી હતી.

તેની બગલમાં એક ન્હાની સરખી પેટી હતી. જેને તે પોતાની ધડકતી છાતી સાથે ચાંપતી ઉભી હતી. કયારેક તેની નઝર નીલના વહેતા મોજાંઓ ઉપર જમતી, કે જેમાં દરેક વસ્તુ પડતાં સાથેજ તણાઇ જતી હતી અને કયારેક તેની દૃષ્ટિ નીલી આકાશી છત ઉપર પડતી, કે જે ટમટમતા અસંખ્ય તારલાઓથી ઝબકી રહ્યું હતું. દર્યાની માછલીઓ પાણીની સપાટી ઉપર ઉછળી ઉછળી તેમાં રહેલી અગણિત ઝિન્દા મખ્લૂકની સાક્ષી પુરી રહી હતી. પૂર્વ દિશામાં આકાશ ઉપર વધતી જતી સફેદી દુન્યા માટે નવી ઝિન્દગીનો પયગામ લાવી રહી હતી.

ત્યાં ઊભેલી આકૃતિએ વળી પેટી તરફ નજર ફેંકી. આકાશ ઉપર નજર નાંખી. નીલના વેગવંતા મોજાંઓને ટીકી ટીકીને જોયા અને કિનારા ઉપર ઝુકી તે પેટીને, કે જેમાં તેની સૌથી મૂલ્યવાન મતા હતી, ધીમેથી વહેતા મોજાંઓને હવાલે કરી દીધી. પાણીનો રેલો આવ્યો અને પેટીને તણખલા પેઠે વહાવી લઇ ગયો.

તે અવરતની આંખોમાં અશ્રુ ભરાઇ આવ્યાં. તેના દુઃખી દિલમાંથી એક લાંબી અને ઠંડી "આહ!" નીકળી. નીલના મોજાઓ ઉપર ભય અને ચિંતાની છેલ્લી નિગાહ ફેંકી, તે શહેર તરફ પાછી ફરી.

પેટી વહેતી વહેતી ફિરઅવનના શાહી મહેલ નઝદીક પ્હોંચી, જેની મઝબૂત ભીંતો નીલના ઝનૂની મોજાંઓને ઠુકરાવી રહી હતી.

કિલ્લાની દીવાલથી ઉતરતી વિશાળ નિસરણીઓ પાણીની સપાટી સુધી પ્હોંચી મોજાંઓની અંદર ગુમ થઇ જતી હતી. ફિરઅવનની રાણી પોતાની સાહેલીઓ અને બહેનપણીઓને લઇ સહુથી નીચલા પગથીયા ઉપર આરામ કુરસી બિછાવી બેઠી હતી અને સૂર્યોદયના પાણી ઉપર પથરાતા રંગબેરંગી દૃશ્યોની મોજ લઇ રહી હતી.

મહારાણીએ દૂરથી પાણીની સપાટી ઉપર વહેતી પેટીને પોતા તરફ આવતી જોઇ, તેણે એક દાસીને કે જે તરવામાં પ્રવીણ હતી, તે પેટીને પકડી લાવવા કહ્યું.

દાસી મોજાઓ ચીરતી પેટી સુધી પ્હોંચી ગઇ અને પળવારમાં તે અમુલ્ય ખઝાનાને રાણી પાસે લઇ આવી. હવે તો રાણી

બ્હેનપણીઓ અને દાસીઓ બધાજ તે પેટીના ગુપ્ત ખઝાનાને જોવા આતૂર અને અધીરા થયા.

દાસીએ તાળું તોડી પેટી ઉઘાડી તો તેની અંદર કાપુસ અને મખમલના સુશોભિત બિછાના ઉપર સ્મિત કરતો એક ન્હાનકડો ફરિશ્તો નજરે પડયો, જેનો ચંદ્રસમો ચહેરો નિહાળી, અવરતો ખુશ ખુશ થઇ ગઇ. ત્યાં સૂર્યોદય થયો અને જગત આખાને આ પનોતા બાળકના ઉચ્ચ ભાગ્યનો પયગામ લઇ આવ્યો.

આ ન્હાના ફરિશ્તાને જોઇ રાણીની ખુશીનો તો પાર રહયો નહિ તે પેટીમાંથી બચ્ચાને કાઢી પ્યાર કરવા લાગી. દાસીઓ અને સાહેલીઓ રાણીને એવા દુર્ં શહવાર મળવા બદલ મુબારકબાદી આપવા લાગી.

રાણી પોતાના ખાલી ખોળામાં એક ખૂબસૂરત બાળકને ઘડી ઘડી જોઇ ખુશીથી ઉભરાઇ રહી હતી. તે બચ્ચાની મોહીની સૂરત અને તેનો ખીલતો ચહેરો રાણીના નિરાશાભર્યા અંતરમાં આશા પુરવા લાગ્યો. અવલાદ ન હોવાને લીધે તે જે અપાર દુ:ખ અને શોકની ભોગ બની રહી હતી, તે આ બચ્ચાના આગમનથી એકજ સપાટે દૂર થઇ ગયા.

તે બાળકને ખોળામા ઉપાડી શાહી મહેલ તરફ વળી અને પોતાના ધણીને પોતાની ખુશ કિસ્મતીનો પુરાવો દેખાડવા પહોંચી.

ફિરઔન પાસે અવલાદ સિવાય દુન્યાની બધી નિઅમતો મવજૂદ હતી. રાણીના ગાંડપણને દેખી અને માનવ-સ્વભાવની કમઝોરીઓને વશ થઇ આ નિર્દોષ બચ્ચાને અપવાદ રૂપ ગણી તેણે શહેરનો ઘાતકી કાયદો તને લાગુ પાડવા દીધો નહિ. શાહી મહેલમાં

રાણી ખુશીનો આ અવસર ઉજવવા લાગી. દાસીઓ બાળકને લઇ દાયણની શોધમાં નીકળી પડી.

મહેલમાં શાહી ઠાઠમાઠથી આ બચ્ચાની દેખરેખ થઇ રહી હતી. શહેરમાં માનવની દાનવતા ઇસ્રાઇલના સેંકડો નિર્દોષ બચ્ચાઓના ખૂન વહેવડાવી રહી હતી. જે ઘરોમાં પુત્રના જન્મની ખુશી ઉજવાઇ રહી હતી તેજ ઘરોમાં ફિરઅવનના જલ્લાદો સાથે શહેરમાં ફરતા સિપાહીઓ પળવારમાં માતમની સફો બિછાવી દેતા હતા. તુરતના જન્મેલા બાળકો ઉપર પણ તેઓ ખંજર ચલાવતાં સ્હેજે અચકાતા નહિ.

ફિરઅવનની પ્રજા બે કવમોમાં વહેંચાયલી હતી. એક કબ્તી જે મિસ્રના મુળ વતની હતા અને બીજા બની ઇસ્રાઇલ જેમના બાપદાદા કિન્આનથી દેશ-ત્યાગ કરી મિસ્રમાં આવી આબાદ થઇ ચુકયા હતા. મિસ્રના ફિરઅવનો પોતાની પ્રજા વચ્ચે એજ જાતિ અને મુલ્કી ભેદ નાંખી હુકૂમત કરી રહયા હતા. બની ઇસ્રાઇલિને કુબ્તીઓના ગુલામ ગણવામાં આવતા હતા. તેઓ માટે ફિરઅવની દરબારમાં કંઇ દાદ ફર્યાદ ન હતી. તેઓની અવરતો, તેઓની ધન દવલત, તેઓના બાલબચ્ચા બધા કુબ્તીઓની દયા ઉપર અવલંબિત હતા. હુકૂમત એ વાતનું ખાસ ધ્યાન રાખતી હતી, કે ગુલામોની આ ભીડમાં સ્હેજે વધારો ન થાય. તેને ડર રહેતો હતો, કે બની ઇસ્રાઇલ કોઇને કોઇ દિવસે બળવાન બની પોતાને કુબ્તીઓના બળાત્કારથી મુકિત અપાવવાના સતત પ્રયાસો આદરશે. બની ઇસ્રાઇલની ઉતપત્તિમાં અને કુબ્તીઓના મરણોમાં દિન દિન વધારો જોઇ સમયના ફિરઅવને ઇસ્રાઇલી બાળકોના કત્લેઆમનો હુકમ

આપી સખ્યો હતો. ફિરઅવનના સિપાહીઓએ શાહી હુકમને બજામણીમાં ઇસ્રાઇલના તુરતના જન્મેલા બાળકોને મવતને ઘાટ ઉતાર રહયા હતા અને ગુલામ કવમના મહોલ્લા અને ઘરોમાં રૂદન આક્રંદન હરહમેશ કિયામત બરપા હતી.

બની ઇસ્રાઇલના સેંકડો માતમ-ઘરોમાં એક ઇમ્રાનનું ઘ બણ્યુ હતું. ઇમ્રાનની પત્ની સવારથીજ કલેજું પકડી બેઠી હતી બાળહત્યાની આ કારમી ખૂનામરકીનો વિચાર રહી રહીને એ નેકબખ્ત અવરતના જિગરમાં દુ:ખ દર્દના અસહ્ય પ્રહારો કર રહયો હતો, જો કે તેના ઘરમાં કોઇ બચ્ચું ન હતું, છતાં ઇમ્રાનન પત્ની ફિરઅવની નોકરશાહીના વિચાર કરી ધ્રૂજી ઉઠતી હતી.

આજ સવારે આ અવરતના ઘરનું બારણું ઉઘડયું અ ઇમ્રાનની પુત્રી ફિરઅવનની રાણીની દાસીઓને લઇ ઘરમાં દાખિ થઇ. દુ:ખની મારી ઇમ્રાનની પત્ની ચોંકી ઉઠી અને અશ્રુઓ લુંછ આવનારાઓને બ્હીકની નઝરે જોવા લાગી, પરંતુ તેણે તો કં જુદુંજ નિહાળ્યું. પોતાના જે લાલ જેવા જીગરના ટુકડાને પે ફાટતાંની સાથેજ નીલનાં નીરને તે હવાલે કરી આવી હતી, તે એ દાસીના ખોળામાં રમી રહયું હતું.

માની મમતા ભડકી ઉઠી તે પોતાના જીગરના ટુકડા તર હાથ લંબાવવાની અણી ઉપરજ હતી, કે તેને શહેરમાં આલ બચ્ચાઓની કત્લઆમ યાદ આવી ગઈ અને પોતાના દિલને પત્થ બનાવી તે પોતાની જગ્યા ઉપર બેસી રહી.

ફિરઅવનના ચાકરે કહયું કે અમે રાણીના આ પુત્ર માટે એ દાઇની શોધમાં નીકળ્યા છીએ અને આ છોકરીએ તમારો પતં

આપ્યો છે. બચ્ચાને ખોળામાં લઇ જુઓ કે તે તમારૂં દૂધ પાએ છે કે નહિં ?

ઇમ્રાનની ધણીઆણીનું કુમળાએલું દિલ પુષ્પ સમું ખીલી ઉઠ્યું અને બચ્ચું જે સવારથી ભૂખ્યું હતું, તે પોતાની સગીસી માનું દૂધ પીવા લાગ્યું.

ફિરઅવનના ચાકરો આ દાઇ મળી જવાથી ઘણા ખુશી થયા અને ઇમ્રાનની પત્ની તે પુત્રના લાલન પાલન માટે નિમણુંક થઇ.

રાણીએ આ બાળકનું નામ કંઇ બીજુંજ રાખ્યું હતું, પરંતુ દાઈ અને દાઇની પુત્રી તેને મૂસા કહી બોલાવતી હતી અને અલ્લાહની કુદરતના આ કરિશ્મા ઉપર સદા આશ્ચર્ય વ્યક્ત કરતી કે જેણે ફિરઅવનના અચળ અને અટળ કાનૂનને ઠોકરે ઉડાવી મૂસા (અ. સ.)ને સુરક્ષિત રેહેવા દીધા અને ખુદ તેના શત્રુઓના હાથોએજ તેના પાલન પોષણની વ્યવસ્થા કરી આપી. જલ્લા શાનહુ!

# [ ૮ ] ભટકતો મુસાફિર

સૂર્ય પોતાની અડધી મન્ઝિલ પુરી કરી મધ્યાહ્ને આવી પુગ્યો હતો. સીનાના રેતાળ રણનો ભયંકર તડકો પૃથ્વીની સપાટીને બાળી ભસ્મ કરી નાખવાની કોશિશ કરી રહયો હતો. ઉકળાટ શું હતો, જાણે આગ વર્ષા રહી હતી. સુરજના એકધારી તેઝ કિરણો રણની ચળકતી રજકણોને અસહ્ય ચળકાટ આપી રહયા હતા.

એવા ધગધગતા રેતાળ રણમાં માત્ર એક અને એકજ પોલાદી મનોબળવાળો વીર નર મુસાફિર રેતીની એક ઉંચી ટેકરી ઉપરથી ચારે દિશામાં નજર દોડાવી રહયો હતો: તે જોવા ચાહતો હતો કે કયાંક ખજુરના ઝાડ દેખાઇ આવે તો ત્યાં જઇ આ કડક તડકાનો સમય વિતાડે અને પોતાના લાંબા પ્રવાસની થોડી પળો આરામથી ગુઝારે.

નવયુવાન પ્રવાસીનું શરીર પસીનામાં તરબોળ થઇ રહયું હતું. પ્યાસને મારે તેનું ગળું સુકાઇ ગયું હતું. કઠણ પ્રવાસે તેના મઝબૂત બાંધાના શરીરના ચૂરેચૂરા કરી દીધા હતા. પરંતુ તેના મનની દ્રઢતા જેવીને તેવીજ અચળ રહી હતી અને તે પેલા કિનારા પરના કાળા ડાઘ ભણી ઝડપથી કદમ ઉપાડી રહયો હતો.

અડધોએક કોસ ચાલ્યા પછી તેને સંપૂર્ણ ખાત્રી થઇ ગઇ તે દુરથી દેખાતો કાળો ડાઘ કોઇ મૃગજળ નહિ, પરંતુ ખજુરનો

બાગજ હતો. તેના પગોમાં બમણું જોર આવ્યું. સપાટામાં રેતાળ રણને પાર કરી તે એક પત્થરીલા ધોરી માર્ગ ઉપર આવી પહોંચ્યો જ્યાં તેને ઇન્સાની આબાદીના ચિન્હો નઝરે પડવા લાગ્યા.

o o o

થોડી વારમાં તે મુસાફિર એજ કુવા ઉપર આવી પહોંચ્યે જ્યાં ઇન્સાનો અને હયવાનોના ટોળે ટોળાં પોતપોતાની તૃ બુઝાવવામાં મશ્ગૂલ હતા.

નવયુવાન મુસાફિર એક ખજુરના ઝાડ તળે જઈ થાક ઉતારવ બેસી ગયો. લોકો પોતપોતાની ધૂનમાં લાગેલા હોવાથી કોઇએ તેન તરફ ધ્યાન આપ્યું નહિ.

કુવાની આજુબાજુ ભેગી થએલી મેદનીમાં મુસાફિરને બે ભોળ અને નિર્દોષ બાળાઓ પણ નઝરે પડી, જે કુવાથી થોડે છેટે પોતાન બકરા ઘેટાઓને લઇ પાણીની વાટ જોતી ઉભી હતી, કે લોકોન મેદનીથી કુવો ખાલી થાય તો પોતાના જાનવરોને પાણી પાઇ અને ખભા ઉપર લટકતી ખાલી મશકો પાણીથી ભરી લે.

આ ભોળી છોકરીઓની બકરીઓ પ્યાસની મારી બેચયન થા રહી હતી અને વારંવાર કુવા તરફ દોડી જતી હતી. પરંતુ કઠણ કાળજાના ભરવાડો પોતાના કાઢેલા પાણી નઝદીક તેમને ફરકવ દેતા ન હતા. એટલી મ્હોટી માનવ મેદનીમાંથી તે છોકરીઓ મા કોઇનુંયે દિલ પિગળ્યું નહિ.

નવયુવાન આ દેખાવ દેખી રહ્યો હતો. તેના નેક અ નિખાલસ અંતરમાં તે બેકસ અને નિરાધાર છોકરીઓ તરફ દયા

ભાવના પ્રગટી અને તે મનમાંજ ભરવાડોના સ્વાર્થીપણા ઉપર અફસોસ કરવા લાગ્યો. એટલામાં તે નિર્દોષ બાળાઓની દયા વિનવતી નિગાહો પણ તેની ઉપર પડી. તેનાથી હવે વધુ વાર રહેવાયું નહિ. તે પગભર થયો અને કુવા તરફ વધ્યો. તેણે પહેલાં તો બાળકીઓને પુછયું કે તમે શા માટે એટલી પરેશાન છો? બાળકીઓએ વિવેક-પૂર્વક પોતાની નીચી નમેલી નિગાહો ઉપાડી. મ્હોટી છોકરીએ સભ્યતાપૂર્વક કહયું કે અમે અમારી બકરીઓને પાણી પાવા આવ્યા છીએ. અમારા પિતા બહુજ બુઢ્ઢા છે એટલે અમે પોતેજ અમારા બકરા ઘેટાને ખેતરોમાં ચારવા લઇ જઇએ છીએ. ભીડ ઓછી થશે કે અમે અમારા જાનવરોને પાણી પીવાડી મશકો ભરી ઘરે જઇશું, જ્યાં અમારા વૃદ્ધ પિતા અમારી વાટ જોઇ રહયા હશે. અંજાણ મુસાફિરનું દિલ ભરાઇ આવ્યું. તેણે પુછયું: "કુવો તો ઘણી વાર પછી ખાલી થશે. શું તમે ત્યાં સુધી વાટ જોતી ઉભી રહેશો?"

છોકરીએ જવાબ વાળ્યો: "જ્યાં સુધી ભરવાડો પોતાના ઘેટા બકરા અહિંથી લઇ જશે નહિ ત્યાં સુધી અમને પાણી ભરવાની તક મળવાની નથી."

અજનબીએ કુવાની આસપાસ ઘેરો ઘાલી ઉભેલી મેદની તરફ ધિક્કાર અને ગુસ્સાની નઝર નાખી અને કહયું: "ચાલો, હું તમારી બકરીઓને પાણી પીવાડું છું. જોઉં મને કોણ રોકે છે?"

એટલું કહી તે યુવાન ડોલ તરફ ધસ્યો અને જલ્દી જલ્દી પાણી ખેંચવા લાગ્યો. ભરવાડો આ કદાવર વીર નરની હિમ્મત જોઇ દંગ રહી ગયા. કોઇની કંઇ બોલવાની હિંમત ચાલી નહિ. યુવતિઓ પોતાના જાનવરોને હાંકતી કુવાની નજદીક લઇ આવી.

છોકરીઓ પાણી પી પરવારી ચૂકી તો બાળકીઓએ પોતાની મશકો ભરી લીધી અને નવયુવાન પ્રવાસી પોતાની થાક મુઝાવી વળી પાછો ખજુરીની છાંયા તળે આવી બેઠો.

છોકરીઓ આભારની નિગાહે મુસાફિર ભણી જોઇ વસ્તી તરફ ચાલી નીકળી. મુસાફિર ઝાડના નીચે ઊંડા વિચારોમાં મગ્ન થઇ ગયો.

o o o

ઘરે પહોંચી છોકરીઓએ પોતાના વૃદ્ધ બાપને તે નેક દિલ મુસાફિરની હકીકત કહી સંભળાવી. બુઢ્ઢા બાપે મોટી છોકરીને સંબોધીને કહયું કે તે મુસાફિરને તમે અહિં લઇ આવી હોત તો બિહતર થયું હોત, જેથી કરીને મ્હેં તેની મિહનતનું કંઇક મહેન-તાણું આપ્યું હોત. જાવ તેને અહિં બોલાવી લાવો એટલે આપણે તેની પરોણાચાકરીનો હક અદા કરીએ.

પિતાના એ ઉદગારો સાંભળી ઝિફ્રરહના અંતરમાં આનંદની લહેર દોડી ગઇ, કારણ કે જ્યારથી તે મુસાફિરને ત્યાં છોડી આવી હતી ત્યારથી તેને વારંવાર એજ વિચાર આવ્યા કરતો હતો અને તે અંતઃકરણપૂર્વક ઇચ્છતી હતી કે કોઇ પણ રીતે તે નેકદિલ વીર નરને તેના ઉપકારનો બદલો આપે.

મુસાફિર ખજુરના ઝાડ તળે ઉંડા વિચારોમાં ગર્ક હતો. તેને તેની જન્મભૂમિના વિચારો ભુલકાળમાં ઘસડી જતા અને તે એક નિસાસો નાખીને રહી જતો. તેના વતનમાંથી જે ઘટનાએ તેને દેશ-ત્યાગ માટે મજબૂર કર્યો હતો, તેની યાદ તેને રહી રહીને

ંતાપતી હતી અને હવે કયાં જવું અને કયાં નહિ જવું એ પ્રશ્ને
ણ તેને આકૂળ વ્યાકૂળ બનાવી મૂકયો હતો. પ્રકાર પ્રકારના વિચારોમાં
ાથાં ખાઇ રહયો હતો અને ખજુરીની છાયા તળે ઉદાસીનતા અને
ચંતાની તસ્વીર બની બેઠો હતો, તે વારંવાર આકાશ ભણી જોતો
અને તે માલિકે હકીકીની દરબારમાં, કે જેના ઉપર ભરોસો રાખી
ોતાના ઘરબારને ત્યાગી બહાર નીકળ્યો હતો, કરગરીને કહેતો કે :

"પરવરદિગાર ! હું તે દરેક ભલાઇનો હાજતમંદ છું, જે તું
હારા રહેમતના ખઝાનામાંથી મ્હારા ઉપર ઉતારે."

મુસાફિર એવી રીતે કલ્પના સૃષ્ટિમાં ભમતો હતો, કે દૂરથી
એક ઉંચા કદની બાનુ વસ્તી તરફથી પોતા તરફ આવતી તેને
ેખાઇ. તેના વિચારો વિખેરાઇ ગયા. તેણે જોયું કે આવી રહેલી
વ્યકિત તેજ બાળા છે, જેની બકરીઓને તેણે પાણી પીવડાવ્યું હતું.

છોકરી મુસાફિર પાસે પ્હોંચી અટકી ગઇ. તેની શર્મભરી
નેગાહો ઝમીનમાંજ ઘૂસેલી હતી. તેના અંદાઝમાં તે નિર્દોષ નિર્ભયતા
ન હતી જે મુસાફિરે થોડી વાર પહેલાં જોઇ હતી. હમણા તે
શર્મ અને હયાની તસ્વીર બની તેની સ્હામે ઉભી હતી.

છોકરીએ શર્મીલી આવાઝમાં કહયું, "મ્હારા પિતા તમારા
ઉપકારનો બદલો આપવા ચાહે છે. હું તમને બોલાવવા આવી છું."

એટલું સાંભળી મુસાફિરના રોમેરોમમાં આનંદની લહેર દોડી
ગઇ. પરંતુ પળ વાર વિચાર કરી તેણે જવાબમાં કહયું કે : "હું
કોઇ પણ પ્રકારના મહેનતાણા કે બદલાનો ખાહિશમન્દ નથી. મ્હેં
તો માત્ર મ્હારી ફર્ઝ બજાવી હતી."

છોકરીએ કહયું "પણ વાલિદ તમારા દર્શન કરવા ચાહે છે અને પોતે વૃધ્ધ હોવાથી અહિં આવી સકતા નથી." મુસાફિરે થોડા વિચાર પછી તેની સાથે જવાની હા કહી.

• • •

ઘરે પ્હોંચી નવયુવાને વૃધ્ધ બુઝુર્ગને સલામ કરી. બુઢ્ઢાએ પોતાની કમઝોર નિગાહો મુસાફિરના મઝબૂત અને સુડોલ શરીર તથા તેના શરાફત સૂચક પ્રભાવશાળી ચહેરા ઉપર નાંખી, તેને આવકાર આપ્યો અને નઝદીકમાંજ પડેલી ચટાઇ ઉપર બેસવા કહયું.

નવયુવાને જોયું તો તે બુઢ્ઢાના ચહેરા ઉપર નેકી અને પરહેઝગારીનું નૂર ચમકી રહયું હતું.

બુઢ્ઢાએ મુસાફિરને કહયું: "હું તમારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું, કે તમે મ્હારી બચ્ચીઓની મદદ કરી. અલ્લાહ-તઆલા તમારી મદદ કરે. કહો કયાંથી આવી રહયા છો? કયાં જઇ રહયા છો?"

મુસાફિર: "હું મિસ્રથી આવી રહયો છું અને જ્યાં કિસ્મત લઇ જશે ત્યાં ચાલ્યો જઇશ" એટલું કહી તેણે એક ઠંડો શ્વાસ લીધો.

બુઢ્ઢો: "બેટા! કહો તો ખરા કે તમે કોણ છો અને તમારા પ્રવાસનો હેતુ શો છે?"

મુસાફિર: મ્હારૂં નામ મૂસા છે. હું ઇમ્રાનનો પુત્ર છું, જે ઇસ્રાઇલની ઓલાદ હતા. અમારૂં વતન કિન્આન છે, પરંતુ અમારા બાપદાદા યૂસુફ (અ. સ.)ના સમયથીજ મિસ્રમાં આવી આબાદ થયા. મિસ્રનો બાદશાહ ફિરઅવન અમારા ઉપર ઝુલ્મ કરે છે. હું તેના ઝુલ્મથી નજાત મેળવવા અહિં આવી નીકળ્યો છું."

બુઢ્ઢો: હું જાણું છું કે તમારી કૌમ મિસરીઓની ગુલામ છે અને ફિરઔન તથા તેના બાદશાહોને હાથે વિવિધ પ્રકારના બળાત્કારની ભોગ બની રહી છે. પરંતુ તમે એટલું તો જણાવો કે તમે પોતે એવી કઇ અંગત મુસીબતને કારણે પોતાની કવમનો સાથ છોડી દીધો?"

મૂસા: "દસ દિવસ થયા મિસરના બાઝારમાં એક કુબ્તી એક ઇસ્રાઇલને બેરહમીથી મારી રહ્યો હતો. ઇસ્રાઇલીએ મ્હારી મદદ માંગી. મ્હને કુબ્તીના બળાત્કાર ઉપર ગુસ્સો આવ્યો અને મ્હેં ગુસ્સાના આવેશમાં તેને લમણામાં એક મુક્કો માર્યો, કે જેની મારથી તે મરી ગયો. આગલા દિવસે મ્હને ખબર મળી કે ફિરઔનના દરબારીઓ કુબ્તીનો બદલો લેવાના ત્રાગડા રચી રહ્યા છે અને મ્હને ફાંસીને માંચડે ચઢાવવા ઇચ્છે છે. હું જાન બચાવવા ત્યાંથી અહિં નાસી આવ્યો છું અને નવ દસ દિવસથી ભટકી રહ્યો છું."

બુઢ્ઢાએ કહ્યું કે: "બેટા! ગભરાવવાની કોઇ વાત નથી. ગામડાઓ ઉપર ફિરઔનની હુકૂમત નથી. તમે તદન નચિંત થઇ જાઓ. તમારી જાન અહિં સુરક્ષિત છે."

મૂસા: "પરંતુ મ્હારી કવમની જાન અને ઇઝઝત તો મહફૂઝ નથી."

આ વાતો થઇ રહી હતી તેટલામાં ઝિફરાએ ખાણું આણ્યું અને મૂસાએ—જે સવારથી ભૂખ્યા હતા—અલ્લાહના શુક્ર અદા કરી ભોજન લીધું. છોકરીએ નવયુવાનની બધી વાતો ધ્યાનપૂર્વક સાંભળી લીધી હતી. તેને આ ભટકતા પ્રવાસી ઉપર દયા આવી. તે મુસાફિરને ખાણું આપી પોતાના બાપ પાસે ગઇ અને કહેવા લાગી

કે : અબ્બા! આપ ઉચિત ધારો તો, આ પરદેશીને આપણે ત્યાં નોકર રાખી લઇએ. એ કામકાજ માટે મજબૂત પણ છે અને નેકદિલ તથા શરીફ પણ છે."

બુઢ્ઢો શયખ પુત્રીની આ સૂચના સાંભળી ચૂપ રહયો. તે કોઇ જુદાજ વિચારમાં પડયો હતો. મુસાફિર જમીને પરવાર્યો તો શયખે પુછયું: "બેટા! કયાં જવાનો ઇરાદો છે? કયાં કયાં ભટકતા રહેશો?"

મૂસા: "હું મ્હારા અસલી દેશ કનઆનમાં જઇ રહયો છું. મ્હારા દાદા ઇસ્રાઇલના ઘરને આબાદ કરીશ."

શયખ: "હું પણ ઇબ્રાહીમ (અ. સ.)નાજ વંશમાંથી છું. શું તમે તમારા કાકાને ઘેર રહેવું પસંદ કરશો?"

મૂસા (અ. સ.) ચૂપ રહયા અને તેમની બેચયન નિગાહો પાસેજ ઉભેલી યુવતી ઉપર પડી. શયખે પોતાની પુત્રીને આરામ કરવા કહયું અને તે પોતાની બહેન રાહિલા સાથે ચાલી ગઇ.

શયખે મૂસા (અ. સ.)ને સંબોધી કહયું "હું ઘણોજ ઝઇફ થઇ ગયો છું. મ્હારી ઝિન્દગીના હવે થોડાજ વર્ષ બાકી છે. તમે ઇસ્રાઇલી વંશના નેક નવયુવાન છો. હું ચાહું છું કે તમે મ્હારી પાસે રહો અને તમારા કાકાના ઘરને પોતાનુંજ ઘર સમજો."

મૂસા: મ્હને તમારા જેવા મહેરબાન બુઝુર્ગની ખિદમત કરવાથી શો ઇન્કાર હોઇ સકે?"

શયખ: "હે ઇસ્રાઇલના પુત્ર! શું તમે તમારા કાકાની આઠ દસ વર્ષ સુધી ખિદમત કરવા માટે રાઝી છો?"

મૂસા: "હું તમારા પ્રત્યેક હુકમને બજાવવા હરહમેશ તૈયાર છું."

શયખ: "જો તમે એ વાત ઉપર રાઝી છો તો હું તમારા લગ્ન મ્હારી ઝિફરા સાથે કરી દઇશ."

ઝિફરા વરંડાની પેલી પાર ખજુરીની છાયા તળે ઉભી હતી. મૂસા (અ. સ.)ની નઝર વરંડાને ચીરતી ત્યાં સુધી પ્હોંચી તો તેમને તેના ખૂબસુરત ચહેરામાં તે જલ્વાની **જમાલી શાન** નઝર આવી, જેની **જલાલી શાન તૂર** ઉપર તેમની વાટ જોઇ રહી હતી.

મૂસા (અ. સ.)ની બધી મુસીબતો એકજ સપાટે દૂર થઇ ગઇ. તેમનો ચહેરો હર્ષાવેશમાં તમતમી ઉઠયો, અનુભવી શયખે તેના ચહેરાના આ બધા હેરફેર ધ્યાનપૂર્વક નિહાળી લીધા અને સ્મિત કરી ખામોશ રહયો.

બીજા દિવસે ગામડાવાળાઓને ખબર પડી ગઇ કે શયખનું ઉજજડ દેખાતું ઘર આબાદ થઇ ગયું છે અને ઝિફરાને એક દેશપારના મુસાફિર સાથે લગ્નગાંઠે જોડી દેવામાં આવી છે.

હઝરત સુલયમાનને અર્પણ.

# [ ૯ ] સબાની રાણી

ઈન્સાનના રાત દિનના અથુથક પ્રયાસોએ આદમ (અ. સ.)ના દુન્યવી વસવાટના હઝારો વર્ષ પછી પૃથ્વિની વસ્તુઓના ઘણા મ્હોટા ભાગને વશ કરવામાં સફળતા મેળવી હતી અને આદમની અવલાદ પ્રાણી, પશુ અને પક્ષી પાસેથી ઇન્સાની અને શ્રેઠતાની ખંડણી વસૂલ કરી રહી હતી આકાશ અને પાતાળના તત્વોની સેંકડો ગુપ્ત ઝાહિરી શકિતયો ઉપરાંત પવન અને આંધી પણ ઈન્સાનની ઇચ્છાને તાબે થઇ રહી હતી. આકાશી પુસ્તકોમાં ખુદાના જે બરગુઝીદા નબીને **હઝરત સુલયમાન** ઇબ્ને દાઉદ (અ. સ.)ના નામે ઓળખાવવામાં આવ્યા છે, તે માનવ-પ્રભાવ અને ગૌરવની પ્રતિમા હતા.

**વાદીઉન્નમ્લ**ના વિશાળ મયદાનમાં, આદમ ( અ. સ. ) ની અવલાદના દબદબા અને દમામનું એક પ્રભાવશાળી પ્રદર્શન ભરાવવાનું હતું. મયદાનમાંથી ઘાસ પાન કઢાઇ રહયા હતા. લશ્કરની આવજા માટે સડકો બની રહી હતી. મયદાનને સપાટ કરી તંબુઓ અને બેઠકો માટે ઝમીન તૈયાર થઇ રહી હતી અને મયદાન વચ્ચે વહેતી સરિતાને ન્હાની ન્હાની નદીઓમાં કાપી પ્રત્યેક દિશામાં પ્રસારી દેવામાં આવી હતી.

થોડા દિવસમાં તે મયદાન "રશ્કે ઇરમ" થઈ ગયું અને સુલયમાન (અ. સ.)નું લાવલશ્કર ઇન્સાની શ્રેષ્ઠતા અને સભ્યતાની

વિજય પતાકા ફરકાવતું આ ખીણુની અંદર દાખલ થવા લાગ્યું: ઊંટ, ખચ્ચર, ગધેડા, ઘોડાના ટોળાં, પાયદળની ટુકડીઓ, ઘેટાં, બકરાં અને બીજા ચોપગા જાનવરોના જથાઓ ખીણના મયદાનમાં ઉતારા માટે પોતપોતાની ખાસ જગ્યાઓ ઉપર જઇ પહોંચ્યા. ગેંડા, વાઘ, ચિત્તા અને એવા બીજા અનેક પ્રકારના જંગલી પ્રાણીઓ ઇન્સાનની તાબેદારીના ચાબકા હેઠળ પ્રદર્શન માટે રવાના થયા. વિધ વિધ પ્રકારના શિકારી પક્ષીઓ તથા કબૂતર, તીતર જેવી વિવિધ હવાઇ મખ્લૂક પ્રદર્શનમાં ભાગ લેવા ઇન્સાની હુકૂમતના જયનાદો પોકારતી ખીણ ભણી ચાલી નીકળી અને સુલયમાન (અ. સ.)નો ઉડતો તખ્ત આ નવા ફિરદવસ ભણી રવાના થયો.

તખ્તે સુલયમાની, જે ઉપર દુન્યાનો સૌથી મહાન તાજદાર બિરાજમાન હતો, તે ઇન્સાનના કદ જેટલી ઉંચાઇ ઉપર ઉડી રહ્યો હતો. પાછળ દરબારીઓની દબદબા ભરી સવારીઓ હતી, જેની પછવાડે ઊંટ સ્વારો, ઘોડેસ્વારો અને પાયદળો સંપૂર્ણ સામાન અને શણગારમાં સજ્જ થઇ ઘણાજ દમામ સાથે ચાલી રહયા હતા.

તખ્તે સુલયમાની, તે સ્વર્ગીય ખીણમાં આવી પ્હોંચ્યો અને શહિનશાહની નઝરો કીડીઓના એક ટોળા ઉપર પડી, જેમાં માનવ સમૂહના આગમનથી ગભરાટ ફેલાઇ ગયો હતો અને કીડીઓ આભરી ગાભરી બની ન્હાસ ભાગ કરી રહી હતી. શહેનશાહે કીડીઓના આ રમખાણને જોઇ સિંહાસનને રોકી લીધું. શહેનશાહે ઉડતા તખ્ત ઉપરથી ઉતરી અલ્લાહના દરબારમાં શુક્રનો સિજદો અદા કીધો અને પોતાના દરબારીઓને સંબોધી કહ્યું:

"દરબારીઓ! માલિકે હકીકીએ પોતાની કૃપા વૃષ્ટિ અને અમિદૃષ્ટિથી જે અસંખ્ય નિઅમતો આપણુને બખ્શી છે, તે ઉપર

જેટલો ગર્વ કરીએ તેટલો ઓછો છે આજે આપણો દબદબો અને દમામ અલ્લાહ તઆલાની સૃષ્ટિ અને સૃષ્ટિ ઉપર જીવતી અને રહેતી પ્રત્યેક વસ્તુ ઉપર જામી ચુકયો છે. ઇઝઝત અને ઝિલ્લત કે માન અને અપમાનના તે માલિકના એહસાનો કયાં લગી ગણાવું ? પૃથ્વિની સપાટી ઉપરની આ સહુથી ન્હાની મખ્લૂક કીડી પણ આપણા ગૌરવ અને પ્રભાવની સાક્ષી પુરી રહી છે અને એ કીડીઓ એક બીજાને કહી રહી છે કે સુલયમાન અને તેના લશ્કરે વાદીઉન્નમ્લ ઉપર ચઢાઇ કરી દીધી છે ન થાય કે આપણે તેમના પગ તળે ચગદાઇ ખુંદાઈ જઇએ અને તેમને આપણી હસ્તીની ખબર સુધ્ધાં પડે નહિ: એટલે ચાલો આપણે પોતપોતાના દરોમાં સંતાઇ જઇએ."

શાહેનશાહે કહ્યું : "હું આ ગૌરવ અને પ્રભાવ ઉપર મગરૂર નથી. પરંતુ મ્હારા પરવરદિગારને નમ્રતાપૂર્વક વિનંતિ કરૂં છું કે તે પોતાની મહાન કુદરત વડે મ્હને નેક કામોની તવફીક આપે અને પોતાના ફઝલોકરમથી મ્હને પોતાના નેક બંદાઓમાં શામિલ કરી લે."

આ ટુંક ભાષણ પછી, જે દરમિયાન કીડીઓને પોતાના દરોમાં સંતાઇ જવાની તક મળી હતી, સુલયમાન (અ. સ.)નો તખ્ત આગળ વધ્યો, અને લાવલશ્કર સહિત મયદાનમાં પડાવ નાખ્યો.

o o o

પહેલે દિવસે શાહેનશાહે સૈન્યની તપાસ શરૂ કીધી. ત્યાર પછી તંબુ, માલ સામાન, સામગ્રીઓ, ઇન્સાનો, પશુઓ અને પક્ષીઓનો વારો આવ્યો. પક્ષી ખાતાના ઉપરીએ પ્રકાર પ્રકારના પક્ષીઓ એક પછી એક તપાસ માટે રજુ કર્યા, પરંતુ તેઓમાં કયાંએ હુદહુદ નઝરે પડયો નહિ. બાદશાહ સલામત હુદહુદની ગેરહાઝરીથી નાગુજ

ગુસ્સે થયા અને હુકમ બહાર પાડયો કે હુદહુદને મ્હારી સ્હામે રજુ કરવામાં આવે. જો તે પોતાની ગયરહાઝરીની કોઇ સબળ દલીલ રજુ કરી સકશે નહિ, તો તેને કત્લ કરી નાખવામાં આવશે, એટલામાં આકાશ ઉપર હુદહુદ દૂરથી નઝરે પડયો અને બધા દરબારીઓ તેના દુર્ભાગ્ય અને કડવા પરિણામના વિચારથી કંપી ઉઠયા. હુદહુદે હાલતા તખ્તની નઝદીક આવી તાજદારને સલામ કરી ઘણાજ અદબ સહિત એક અપરાધીની જેમ માથું ઝુકાવી લીધું. સવાલ જવાબ થયા તો તેણે માથું ધુણાવી ધુણાવી પોતાની ચાંચને તખ્તના એક પાયા ઉપર મારી મારી વિધવિધ પ્રકારની આવાઝો કાઢવી શરૂ કરી. શહિનશાહ તેની હિલચાલ અને અવાઝોને ધ્યાનપૂર્વક જોઈ અને સાંભળી રહયા હતા. તેમના હોઠ ઉપર હુદહુદનું બયાન સાંભળી એક સ્મિત ફરી વળ્યું.

બાદશાહ સલામતે-જે જાનવરોની બોલી તેઓની હરકતો અને અવાઝો ઉપરથી કળી સકતા હતા, પોતાના દરબારીઓને સંબોધી કહયું કે હુદહુદે પોતાની ગયર હાઝરીનું ઘણુંજ મનનીય કારણ રજુ કરી દીધું છે અને હવે તેનો ગુનોહ મુઆફ કરી દેવામાં આવે છે, પરંતુ એ શરતે કે તેનું દર્શાવેલ કારણ ખરૂં સાબિત થઇ જાય. હુદહુદે આપણને શહેર સબાની ખબર સંભળાવી છે કે જ્યાં એક રાણી રાજ ચલાવે છે. તેનું બયાન છે કે તે રાણી અને તેની પ્રજા આપણા પરવરદિગારને બદલે સૂર્યની પૂજા કરે છે. તેનો તખ્ત ખાલિસ સોનાનો છે, જેમાં ઠેકઠેકાણે હિરા જવાહિરાત બેસાડેલા છે. હું હુદહુદને આપણા તરફથી સંદેશો પ્હોંચાડવા તે રાણી પાસે

મોકલુ છું. અને જો તેનું વર્ણન ખરૂં હશે તો આપણા સંદેશાનો જવાબ આપણને ઝરૂર મળી જશે.

० ० ०

શાહી ક્રાતિએ શહેનશાહના હુકમથી પત્ર લખ્યો જે ઉપર સુલયમાની મુહર લગાડવામાં આવી અને હુદહુદ પત્ર લઇ સબાની રાણી તરફ રવાના થયો.

० ० ०

સબાની રાણી દરબાર ભરી પોતાની પ્રજાના કેસ સાંભળી રહી હતી, કે હુદહુદે સુલયમાન (અ. સ.)નો પત્ર તેની સમક્ષ જઇ ફેંકયો. આકાશ ઉપરથી પડેલા આ કાગળના ટુકડાને જોઇ રાણી અને તેના દરબારીઓ આશ્ચર્યમાં પડયા. રાણીએ પત્ર ઉપાડી વાંચ્યો અને થોડા વિચાર પછી પોતાના દરબારીઓને ઉદ્દેશી કહયું: "હું હમેશા રાજના દરેક કારભારમાં તમારી સલાહ લઉં છું. આ પત્ર દુન્યાના સહુથી મહાન શહિનશાહ સુલયમાન (અ. સ.) તરફથી મોકલવામાં આવ્યો છે, જેમાં તે તાજદારે પોતાના પરવરદિગારની હમ્દ અને તારીફ પછી લખ્યું છે કે અમારા સ્હામે થાવ નહિ અને હુકમના તાબે થઇ અમારી સ્હામે હાઝિર થઇ જાઓ. રાજતંત્રના સલાહકારીઓ! આ અગત્યના મામલામાં તમારો શો અભિપ્રાય છે?"

દરબારના જંગી અફસરોએ પોતપોતાની તલવારો ઉપર હાથ ધરી કહયું કે "અમે અમારી મહારાણીનું આ અપમાન સાંખી શકતા નથી. જો આ મહાન સમ્રાટને અમારા બળ અને દમામની પરિક્ષાજ કરવી છે, તો અમારી તલવારો અમારી મહારાણીની સેવામાં હાઝિર છે."

સબાની રાણી પોતાના સેનાપતિની આ તકરીર સાંભળી ચૂપ રહી અને થોડી વાર પછી બોલી કે "મ્હારા વિચાર મુજબ સુલયમાન (અ. સ.) સાથે યુધ્ધ કરવામાં સાર નથી. આ મહાન સમ્રાટ આપણા કરતાં અનેક ગણો બળવાન છે અને **જ્યારે વિજયી બાદશાહ શહેરમાં દાખલ થાય છે, ત્યારે ત્યાંની સર્વ વસ્તુઓનો નાશ કરી દે છે અને ત્યાંના કુલીન જનોને પણ અપમાન ભર્યું જીવન ગુઝારવા ઉપર મજબૂર કરી દે છે.** હું આ બાબતને સુલેહ શાન્તિથી પતાવી દેવા ચાહું છું અને આપણા એલચીને સોગાત અને ભેટો આપી તેમની ખિદમતમાં મોકલી આપું છું. જોઇએ તે આપણી આ સુલ્હ પસન્દગીનો શો જવાબ આપે છે?"

હુદહુદ સબાની રાણીની આ વાતો સાંભળી ઉડી નીકળ્યો અને અને સુલયમાન (અ. સ.)ની સ્હામે પ્હોંચી રાણીના દરબારની બધી હકીકત કહી સંભળાવી અને સુલયમાની દરબારમાં સબાની રાણીના એલચીની બધા વાટ જોવા લાગ્યા.

o o o

થોડા દિવસોમાં તો સબાની રાણીનો એલચી સુલયમાન (અ. સ.)ના દરબારમાં આવી હાજિર થયો અને રાણીએ મોકલેલી ભેટ સોગાતો શહેનશાહ સમક્ષ ધરી સુલ્હની દરખાસ્ત રજુ કીધી. શહેનશાહે રાણીની ભેટ સોગાતો પાછી કરતાં જણાવ્યું કે "અમને તમારા હીરા ઝવેરાતની ઝરૂરત નથી. અમારી પોતાની પાસે એ બધા કરતાં અનેકગણા વધુ છે. અમે તો માત્ર એટલુંજ ઇચ્છીએ છીએ કે રાણી સૂર્ય-પૂજાને ત્યજી તે માલિકે હકીકી ઉપર ઇમાન આણે, જે આસ્માન ઝમીનનો સરજનહાર અને તેમાં રહેલા સર્વ

પ્રકારના પ્રાણી પદાર્થનો પાલનહાર છે. તે પોતાની પ્રજાને પણ સૂર્યની પૂજાથી રોકે અને અલ્લાહ ઉપર ઇમાન લાવવા કહે. અમે અલ્લાહ તરફથી માનવજાતિની હિદાયત અને સાચા માર્ગ-દર્શન માટે મોકલવામાં આવ્યા છીએ અને અમારો આ દમામ પણ માત્ર તેની કીર્તિ વધારવા માટેજ છે."

એલચી આ જવાબ લઈ રાણી પાસે પહોંચ્યો, જે ઉપર બધેબધ ખૂબ ચર્ચા થવા લાગી. દરબારીઓ અને સૈનિકો રાણીના અંતિમ ખુલાસાની વાટ જોઇ રહયા હતા. એલચીએ ખબર સંભળાવી દીધી હતી કે સૈન્ય બહુજ ગંજાવર છે. થોડા દિવસોમાં રાણીનો એલચી તાબેદારીનો પયગામ લઇ સુલયમાની દરબારમાં વળી પાછો હાઝિર થઇ ગયો.

સુલયમાન (અ. સ.)ના દરબારમાં સબાની રાણીના શરણ ઉપર આનંદોત્શવ ઉજવવા લાગ્યો. એક દિવસે વાત વાતમાં તેના સોનાના તખ્ત ઉપર ચર્ચા થવા લાગી, અને શહિનશાહે કહ્યું કે : સબાની રાણીને પોતાના સિંહાસન ઉપર બહુજ ગર્વ છે. શું મ્હારા લાવ-લશ્કરમાં કોઇ એવો નિષ્ણાત નથી કે જે તખ્તનેજ સમુળગો અહિં ઉપાડી લાવે ?"

શહિન્શાહનો આ ઇર્શાદ સાંભળી દરબારનો એક રાક્ષસી પહેલવાન ગર્જી ઉઠયો, જહાંપનાહ ! રઝા આપો તો હું જવાને તૈયાર છું અને દરબાર બરખાસ્ત થવા પહેલાં સબાની રાણીના તખ્તને અહિં ઉપાડી લાવવાનું માથે લઉં છું." સુલયમાન (અ. સ.)ના ચતુર વઝીર આસિફે છાતી ઉપર હાથ ધરી નમ્રતા-પુર્વક અરઝ કરી : "નામદાર ! જો આ કમતરીનને ઇજાઝત

હોય તો આંખના એક પલકારામાં રાણીના તખ્તને હુઝુરના ચરણોમાં લાવી દે કે."

દરબારીઓ વડા વઝીરનો આ અદભૂત દાવો સાંભળી દિગમૂઢ રહી ગયા અને શહેનશાહે સ્મિત કરતાં ફરમાવ્યું "આસિફ! મને તમારા કમાલ ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે, પરંતુ આ દરબારીઓને તમારા આ દાવામાં સંદેહ છે. તમારી અદભૂત કાબિલીય્યત દેખાડવા માટે તમારા આ "કથન"ને "વતન"ના વસ્ત્રો પહેરાવો." આસિફે ખાદિમને દરબારનો એક પરદો ખસેડી દેવા ઇશારત કરી.

પરદો ઉપાડયો કે સબાની રાણીનો સોનાનો હિરા જડિત તખ્ત તેની સંપૂર્ણ સુંદરતા સહિત સ્હામે નઝરે પડયો. દરબારીઓ આસિફનો આ અદભુત ચમત્કાર નિહાળી દિંગ થઇ ગયા અને એક બીજાને કહેવા લાગ્યા કે વડા પ્રધાનને ઇસ્મે આ'ઝમનો અમલ યાદ છે.

સુલયમાન (અ. સ.) વઝીરના આ ચમત્કાર જોઇ ઘણાજ ખુશી થયા અને હુકમ આપ્યો કે તખ્તનો ઘાટ સ્હેજ બદલી નાખવામાં આવે કે જેથી કરીને સબાની રાણીની જગવિખ્યાત દાનિશમન્દીની પરિક્ષા થઇ સકે.

બીજે દિવસે સબાના એલચીએ ખબર આપી કે મહારાણી પોતે શહિનશાહના દરબારમાં શરણે થવા આવી રહયા છે. મહારાણીના આદર સત્કાર માટે ભવ્ય દરબાર ભરવામાં આવ્યો અને સુલયમાન (અ. સ.)ના ઉડતા તખ્તની પાસે મહારાણી માટે તેનો પોતાનોજ સોનાનો તખ્ત બિછાવવામાં આવ્યો.

રાણી પોતાના દરબારીઓ સહિત શાહી દરબારમાં દાખિલ થઇ અને રસમી સલામ કલામ પછી બેસવા માટે સોનાનો તખ્ત પેશ કરવામાં આવ્યો. શહેનશાહે કહ્યું "મહારાણી! અમે તમારા સોનાના સિંહાસનની ઘણીજ તઅરીફ સાંભળી છે. શું તે પણ એ તખ્તના જેવોજ છે કે જેના ઉપર હમણા આપ બિરાજમાન છો કે એનાથીએ વધુ સુંદર છે?" રાણીએ બુરકાની જાલીમાંથી તખ્તને ઘણાજ ધ્યાનપૂર્વક નિહાળી કહ્યું "નુબૂવ્વતના તાજદાર! મ્હને તો આ હુબહુ મ્હારાજ સોનાના તખ્ત જેવો લાગે છે!"

રાણીના આ જવાબથી શહેનશાહના હોઠ ઉપર એક અર્થ-સૂચક સ્મિત ખેલવા લાગ્યું. એ નિહાળી સબાની રાણીએ કહ્યું "જહાંપનાહ! મ્હને હઝૂરના અદ્ભૂત ચમત્કારો ઉપર વર્ષોથી વિશ્વાસ હતો અને એક મુદ્દત થઇ જાણું છું કે આપ ખુદાના એક બરગુ-ઝીદા એલચી છો અને આપની કુવ્વત અને શકિત અજોડ અને અજીત છે. પરંતુ માત્ર મ્હારી પ્રજાની હદ ધર્મીના લીધેજ તે સૂર્યની પૂજા કરે છે. હું પણ પોતાના ઉપર ઝુલ્મ કરી રહી હતી." શહેનશાહે ફરમાવ્યું "એ પણ મ્હારા પરવરદિગારનો ફઝલ અને એહસાન છે, કે જેણે આસિફ જેવા પ્રધાન અને સલાહકાર પણ મ્હને આપી રાખ્યા છે અને પોતાના બન્દાઓના સાચા માર્ગ-દર્શન અને તેઓની હિદાયત માટે મ્હને નીમ્યો છે."

ત્યાર પછી સુલયમાન (અ. સ.) સબાની રાણીને શાહી મહેલ તરફ લઈ ચાલ્યા, રાણીને પોતાના ભવ્ય દરબાર અને પોતાની દ્રવ્યવાન હુકૂમત ઉપર હદ ઉપરાંત અહંકાર હતો, પરંતુ સુલયમાની દરબારના દબદબાં અને દમામ એને જાહોજલાલીને નિહાળી, તે અંજાઇ ગઇ અને તેની વ્યવસ્થા અને ઇન્તેઝામની સુંદરતા નિહાળી

આશ્ચર્યમાં ડૂબી ગઇ. રાણીને પોતાના ચાતુર્ય ઉપર બહુજ નાઝ હતો. પરંતુ આ દરબારની પ્રત્યેક વસ્તુ તેને અદભૂત અને ચમત્કારિકજ દેખાતી હતી અને એ બધું નિહાળી તેનો એ નિશ્ચય વધુ અને વધુ સબળ થતો જતો હતો કે સુલયમાન (અ. સ.) નિઃસંદેહ ખુદાના બરગુઝીદા નબી છે, અને તે પોતે તથા તેની પ્રજા સૂર્યને પુજવામાં ઘણીજ ગંભીર ભૂલ કરી રહયા છે.

સબાની રાણી દરબારીઓની ભીડ વચ્ચે આગળ આગળ મહેલની અંદર દાખલ થઇ અને સુલયમાની રાજમહેલમાં પહેલીજ ગેલેરીમાં તેને સાફ અને ચોકખા પાણીની એક ન્હાની સરખી નહેર નઝરે પડી. જેને પાર કરવા સિવાય સ્હામી પાર જઇ શકાય એમ ન હતું. નહેરમાં પાણીના નીલાપણાએ અને ધીમા ધીમા મોજાં-ઓના સર્પી વહેણે રાણીના દિલને કહો કે આંખોને, કંઇક એવો તો દગો દીધો, કે તેણે પાણીમાં ઉતરવા માટે પોતાની શાહી ઇજાર ઘુંટણ સુધી ઉંચી કરી નહેરમાં ચાલવા માટે પગ આગળ ધર્યો. એ ઉપર સુલયમાન (અ. સ.) હસી પડયા અને દરબારીઓએ પણ તેમનું અનુકરણ કર્યું. સબાની રાણીએ પોતાનો આગળ કીધેલો પગ તરતજ પાછો ખેંચી લીધો અને પ્રશ્ન-સૂચક નિગાહે શહિનશાહ તરફ જોયું. સુલયમાને (અ. સ.) કહયું "રાણી! આ પાણીની નહેર નથી પરંતુ બિલોરની ઝમીન છે, જેમાં અમારા ચિત્રકારની પીંછીએ ઝીણાં મોજાંઓની લહેરનું એક સુંદર મૃગજળ પયદા કરી દીધું છે." રાણીએ આ હકીકત સાંભળી પોતાની ભ્રમણા ઉપર પસ્તાવો કર્યો. તેને વિચાર આવ્યો કે બિલોરના કાચની અંદર ઇન્સાની હાથે ઉત્પન્ન કરેલા ઉછરંગથી અંજાઇ જઇ તેને ખરી નહેર સમજી બેઠી.

મ્હારી કવમ સૂર્યની પૂજા કરવામાં કંઇક એવીજ નઝરચૂકની ભોગ તો નથી બની? તે હવે સમજી ગઇ કે સૂર્ય પૂજાને પાત્ર નથી! તે તો તે માલિક અને ખાલિકે હકીકીના જલવા અને જલાલ ઝાહિર કરવાવાળો છે, કે જેણે તેને અને બીજી વસ્તુઓને સર્જી છે. એટલું સમજતાં વારજ તેણે સુલયમાન (અ. સ.)ને કહયું "હું આપની રિસાલત અને નુબૂવ્વત ઉપર ખરા અંતઃકરણથી ઇમાન લાવું છું અને આપની રૂબરૂ મ્હારા ઇસ્લામ–સ્વીકાર ઝાહિર કરી પરવરદિગારે આલમ પાસેથી મ્હારી પાછલી ખતાઓની મુઆફી અને ક્ષમા યાચું છું. હવેથી આપ મ્હને આપની દાસીઓમાં શુમાર કરો અને મ્હારી ગુમરાહ અને ભટકેલી પ્રજાની હિદાયત અને રહેનુમાઇ ફર્માવો."

થોડા દિવસો પછી કાળ ચક્રની કાળ જુની આંખોએ નિહાળી લીધું કે સબાની રાણીનું સર્વસ્વ પણ હઝરત સુલયમાન (અ. સ.)ની સર્વ–વ્યાપી સત્તા હેઠળ આવી ગયું છે.; માર્ગ ભૂલેલા માનવીઓના ટોળે ટોળાં અલ્લાહનો દીન ઉત્સાહભેર સ્વીકારી રહયા છે અને જગતના ખૂણેખૂણાથી સબાની રાણીના આ ઇકરારનો પ્રતિધ્વનિ ઉઠયો કે "**હે મ્હારા પરવરદિગાર! મેં મ્હારા આત્મા ઉપર ઝુલ્મ કર્યો હતો. પરંતુ હવે હું સુલયમાન (અ. સ.) સાથે તે અલ્લાહ ઉપર ઇમાન લઈ આવી છુ, કે જે જહાનો અને જગતોનો પાલનકર્તા છે.**"

# [ ૧૦ ] યુનૂસી કયદ

શામ દેશમાં લગભગ એક લાખ સુધરેલા અને સંસ્કૃત લોકોની વસ્તી હતી, જે મોજશોખ અને અયશઆરામના ભોગ બની ચૂકયા હતા. કુફ્ર અને શિર્કના ઘટાટોપ વાદળો એ દેશ ઉપર છવાઈ ગયા હતા, જેમાંથી દુરાચાર અને દાનવતાની વિજળીઓ ઉછળી ઉછળીને શામવાસીઓની સભ્યતા અને માનવતાને બાળીને ખાક કરી રહી હતી. છડેચોક નાસ્તિકતાના પ્રદર્શનો નિહાળવામાં આવતા. પવિત્ર પૂર્વજોના દેખાડેલ સન્માર્ગ અને આકાશી કાનૂનોની ઉઘાડેછોગ ઠેકડી અને હાંસી કરવામાં આવતી. લોકો ધાર્મિક બંધનોને એક એક કરીને તોડી ચુકયા હતા અને મનકામનાની ગુલામીની બેડીઓમાં પોતાને જકડી ચુકયા હતા. વિચાર વાણીની કે રહેણી કરણીની શિષ્ટતા અને સભ્યતાનું નામનિશાન ન હતું. પ્રત્યેકજન એટલો તો સ્વાર્થી બની ચુકયો હતો કે અન્યોના હકો ઉપર બેધડક ત્રાપ મારતો અને પોતાના ઝાતી એશઆરામ ખાતર પાકી અને નિર્લજ વેતરણો કરવા ચુકતો નહિ.

શહેરમાં અમન કયાંએ ન હતું. ઝગડા ફિસાદની ચિણગારીઓ પ્રત્યેક દિશામાં ભટકતી નઝરે પડતી હતી, અને એ સ્પષ્ટ દેખાઈ રહયું હતું કે આ માનવ રૂપી દાનવો પોતાની ઇન્સાનીયતને ત્યજી હવાનીયતને અપનાવી રહયા હતા અને પોતાના બાપદાદાએ અથાગ

મહેનતે ભેગી કરેલી સભ્યતા અને સંસ્કૃતિની પુંજીને અધંમતાપુર્વક બરબાદી કરી રહયા હતા.

આ વસ્તીના એક બુધ્ધિશાળી શહેરી યૂનુસ ( અ. સ. ) ની અંતર ચક્ષુઓ ત્યાંના લોકોની પાપ લીલા અને તેના વિકરાળ પરિણામોને નિહાળી રહી હતી. સમાજની ખરાબીઓ દેખી તેને કંપારી છુટતી હતી, તેનું અંતર ધવાતું અને તેનું દર્દમંદ દિલ અંદર અને અંદરજ સળગી રહયું હતું, રાત્રિના તિમિર અંધકારમાં તે પોતાના દેશબંધુઓની વિષમ હાલત ઉપર આંસુ સારતો અને તે નરવીર વધુ સમય આ પરિસ્થિતિ સાંખી શકયો નહિ અને તબાહીની ઉંડી ખીણુ તરફ ધસડાઇ રહેલા પોતાના દેશબાંધવોની સુધારણાનું બીડું તેણે ઝડપી લીધું. હવે તે લોકોને ઠેકઠેકાણે તેઓની તબાહીનું ભાન કરાવતો. પ્રત્યેક મેળામાં પહોંચી સદાચાર અને હિદાયતના વઅઝ કરતો અને પ્રત્યેક શહેરી સાથે કવમની દુર્દશાની ચર્ચા કરતો પરંતુ લાખ સવા લાખની આબાદીમાંથી તેનો પોત્તાનો એકે હમદર્દ નઝરે પડયો નહિ. તેણે બધાઓને ગફલતની નિદ્રામાંજ બેભાન જોયા. તેણે પોતાની ઝિંદગીનો મ્હોટો ભાગ એવા લોકોની સુધારણા પાછળ ખર્ચી નાખ્યો, છતાં વસ્તુસ્થિતિ સુધારવાને બદલે ત્યાંની બુરાઇઓ અને બેલગામીઓમાં દિવસે દિવસે વધારોજ થતો ગયો. જે લોકો ધર્મના અને રીતીનીતિના બંધનોથી આઝાદ થઇ ગયા હોય, તેઓ કદી પણ કોઇ સુધારકની વાતો પ્રત્યે લક્ષ આપવાની દરકાર લેતા નથી. એવીજ રીતે યુનુસ (અ. સ.)ની નેક વાતો સાંભળવી તો કોરે રહી, તેની આંટ અને ઇઝઝત ઉપર લોકોએ ત્રાપ મારવી શરૂ કરી દીધી. ગલીએ ગલીએ અને શેરીએ શેરીએ તેના વઅઝો અને

ઉપદેશોની ઠેકડી થવા લાગી અને લોકો તેને ગાંડો કહી તેની પ્રત્યેક રીતે બેઇઝઝતી કરવા લાગ્યા.

o o o

યૂનુસ એક મહાન ધીરવીર હતા. જે કાર્ય માટે તેમણે કમર કસી હતી, તેને પરિપૂર્ણતાએ પ્હોંચાડવા અડગતાપૂર્વક સતત પ્રયાસો કરી રહ્યા હતા, એમ છતાં, જ્યારે તેમણે જોયું કે વર્ષોના અણથક પ્રચાર કાર્ય પછી પણ તેમણે એકે અનુયાયી મેળવી ન શકયા ત્યારે ત્યાંના લોકોથી કંટાળી વતન–ત્યાગનો તેમણે મક્કમ નિશ્ચય કર્યો.

યૂનુસ ત્યાંથી ચાલી નીકળ્યા અને થોડા દિવસનો પંથ કાપ્યા પછી એક દરિયાના કિનારે જઈ પ્હોંચ્યા, અને એક વહાણમાં સ્વાર થઇ ગયા કે જે મુસાફરોને લઇ જવા તય્યાર ઉભું હતું.

ન્હાનકડી નાવ પાણીને કાપતી આગળ વધી રહી હતી. સંધ્યા સમયે અચાનક તૂફાને દરિયાને આવરી લીધો. ઘનઘોર ઘટા છવાઈ ગઇ. વહાણ ડગમગવા લાગ્યું તુફાની પવનના સુસવાટા વહાણને કયારે અહિં તો કયારે તહીં હડસેલી રહ્યા હતા. ખલાસીઓએ સઢ ઉતારી લીધા અને લંગર નાખી રાક્ષસી મોજાંઓના ભયંકર ઉલ્કાપાતને વરસતી આંખે જોઇ રહ્યા. પેસેન્જરોના કાળજાં કંપી ઉઠયાં. સહુના ચેહરા નિસ્તેજ અને ફિક્કા પડી ગયા. વહાણ ચક્કર ખાઈ એક વિકાળ વંટોળના સપાટામાં ઘેરાઇ ગયું. હવે તો બધાને સંપૂર્ણ ખાત્રી થઇ ચુકી . કે તેમનું આવી બન્યું છે અને પળ વિપળમાં તો તેમના શરીરો વિવિધ પ્રકારના જળચરોનો ખોરાક બની જશે.

મુસાફિરો પોતપોતાની જગ્યા સંભાળી તુફાનના કારમા ઝંઝાવાતની વિચિત્રતા અને ભયંકરતાને ત્રાસેલી આંખે જોઇ રહયો

હતા. અચાનક એક ખુણામાંથી જળ-દેવતે ઇન્સાની ભેટ અને ભોગ ધરવાની દરખાસ્ત મૂકવામાં આવી. એ ચાર મુસાફિરોએ ઠરાવને ટેકો પણ આપી દીધો, અને હવે તેને અમલમાં કેમ મૂકવો તેની ચર્ચા થવા લાગી. ખલાસીઓ ધડકતા દિલે વાર જોઇ રહયા હતા કે આ સો દોઢસો માણુસોના કાફલામાંથી કોણ એવો માઇનો પૂત નીકળે છે જે અન્યોની સલામતી કાજે પોતાના પ્રાણ પાથરે છે. તુફાને જો કે અતિશય ભયંકર રૂપ ધારણ કરી લીધું હતું અને વહાણ પાણીની છોળો ઉપર મરણુતોલ ગોથાં ઉપર ગોથાં ખાઇ રહયું હતું અને સલામતી કે મુક્તિના કોઇ પણ ચિન્હો દેખાતા ન હતા. છતાં એક પણ ઇન્સાન એવો ન નીકળ્યો, જે દરિયા દેવને પોતાના પ્રાણ અર્પવા તૈયાર હોય !

અંતે એ નક્કી થયું કે સોરટીમાં જેના નામની ચિટ્ઠી નિકળે તેને બેધડક મોજાંઓના હવાલે કરી દેવો અને ચિટ્ઠી નિકળી પણ, તો તેનાજ નામની કે જે પોતાના દેશબંધુઓના ઘોર અત્યાચાર અને પાપાચારથી કંટાળી જઇ તેમની પરિસ્થિતિને સુધારવાની કોશિશોમાં નિષ્ફળ જઇ, અંતે વતન-ત્યાગ ઉપર મજબૂર થયો હતો. ખલાસીઓ તો યુનુસને પકડી વિના સંકોચે દરિયામાં હડસેલી દીધો અને તુફાની તત્વોએ ઇન્સાની સ્વાર્થ અને ઘાતકીપણાના એક વાર ફરીને દર્શન કરી લીધા.

ત્યાં સુર્યાસ્તે અંધકાર પ્રસારી દીધો અને અહિં યુનુસને એક રાક્ષસી મગરમચ્છે ગળી લીધા. યુનુસ મગરમચ્છના કારાગ્રહ રૂપી પેટમાં કયદ થઇ ગયા. મગર એ જીવતા જાગતા ઇન્સાનનો કબજો લઇ અંધકારમય મોજાંઓની ઉંડાણમાં અલોપ થઇ ગયો અને

એટલી વારમાં વહાણ પણ બે ચાર હિચકોલા ખાઇ સમુદ્રની તળેટીમાં અદ્રસ્ય થઇ ગયું.

° ° °

સમુદ્રની સપાટી ઉપર તિમિરતાનું સામ્રાજ્ય વ્યાપી ગયું. ભયંકર મોજાંઓ રાત્રિની ભયાનકતામાં વૃદ્ધિ કરી રહયા હતા. આકાશ ઉપર ઘટાટોપ વાદળો છવાઇ ગયાં હતાં અને યૂનુસ મગર મચ્છના અંધકારમય પેટમાં પોતાની ઝિન્દગીની છેવટની ઘડીઓ અલ્લાહની યાદમાં ગુઝારી રહ્યા હતા. એવી રીતે જકડાઇ જવાથી તેમની ઝાહિરી ઈંદ્રિયો મંદ પડી ચુકી હતી, છતાં તેમના દિમાગે જવાબ આપી દીધો ન હતો. તેમનું ધબકારા મારતું હૃદય તેમના જીવંત હોવાની સાક્ષી આપી રહ્યું હતું. ખુદાનો આ મકબૂલ બન્દો માછલીના પેટમાં વિચારી રહયો હતો કે તેના એવા કયા ગુનાહની શિક્ષામાં તેને "અંધકાર ઉપર અંધકાર"ના આ કારાગ્રહમાં કયદ કરી દેવામાં આવ્યો છે, અને એવી હોલનાક મવત શા કારણસર તેના માટે નિર્મિત કરી દેવામાં આવી છે. યુનુસ (અ. સ.) એ તર્ક વિતર્કમાંજ હતા કે અચાનક તેમનું અંતઃકરણ

જાણે કહેવા લાગ્યું કે આ ત્હારી ફર્ઝ-ચુકનો કદાચ બદલો છે, તું હિંમત હારી તને સોંપેલા "મિશન"ને તજી ન્હાસી છુટયો અને એમ કર્તવ્ય-દ્રોહી બન્યો, એ વિચારે તેમને બેચયન બનાવી મૂકયા. તેમને પોતાની ભૂલનું ભાન થયું અને તેજ ઘડીએ તેમની જીભ એ કુર્આની શબ્દોનું રટણ કરવા લાગી.

"ત્હારા સિવાય અન્ય કોઇ બન્દગીને લાયક નથી. તું પાક છે અને હું નિઃશક ઝુલ્મ કરવાવાળાઓમાંથી છું." યુનુસ (અ. સ.)

ઉપરોકકત ઇકરારનું રટણ કરતા કરતા બેભાન થઇ ગયા. મગરમચ્છ વિકાળ મોજાંઓના સકન્જાઓમાંથી છટકી દરિયા કિનારે રેતી ઉપર ચેઢી આવી અને કિનારેથી થોડે દૂર જઇ ઝાડીઓમાં લેટી પડી. તે પયગમ્બરી અમાનત જેને તે ખોરાક સમજી પોતાના પેટમાં સંગ્રહી હતી, તેનું વધુ વખત સંભાળવું તેના માટે અસહ્ય થઇ પડયું અને તેણે યૂનુસ (અ. સ.)ને જેમ ગળ્યા હતા તેમ પાછા ઓકી નાખ્યા. એ ભારથી મુકત થઇ તે વળી પાછી સમુદ્રની ઉંડાણમાં અદ્દશ્ય થઇ ગઇ.

યૂનુસ (અ. સ.) આખી રાત બેભાન હાલતમાં ત્યાંજ પડયા રહયા. સવાર થઇ તો એક લીલાછમ વેલાએ તેઓના નિર્બળ બની ગએલા શરીરને ઢાંકી દીધું. યૂનુસ ( અ. સ. ) કેટલા દિવસો સુધી એવીજ હાલતમાં પડયા રહયા. એક દિવસે આફતાબે યૂનુસ (અ. સ.)ના મૃતપ્રાય: જેવા શરીરમાં હરકત પેદા કરી દીધી અને તેઓની આંખો ઉઘડી ગઇ. તેઓની જીભ ઉપર તો તેજ શબ્દો હતા, કે જેનું રટણ માછલીના પેટમાં તેઓ કરતા હતા. "તહારા સિવાય અન્ય કોઇ પરસતિશને લાયક નથી. તું પાક છે અને હું નિ:શક ઝુલ્મ કરવાવાળાઓમાંથી છું."

હઝરત યૂનુસ ( અ. સ. ) પોતાને વળી પાછા ઉજાસવાળી દુન્યામાં જોઇ શુક્રનો સિજદો બજાવી લાવ્યા અને પોતની ભૂલની મુઆફી ચાહી, વળી તેજ વસ્તી તરફ ચાલી નીકળ્યો, કે જ્યાંના રહેવાસીઓની હિદાયત અને રહબરી માટે તેઓ કુદરત તરફથી નિમાઈ ચુકયા હતા.

શહેરમાં પ્હોંચતાની સાથેજ તેઓએ નવેસરથી તાઝી દાઝ અને ધગશ સાથે પ્રચાર-કાર્ય આરંભી દીધું. તેઓ ત્યાર પછી કદી પણ હિમ્મત હાર્યા નહિ. હવે તેમના પ્રયાસોમાં સફળતા મળતી ગઈ અને પોતાની કવમને સનમાર્ગ ઉપર લાવવામાં તેઓ કામ્યાબ થતા ગયા. એવી રીતે તે વસ્તી અનેક પ્રકારની આફતો અને વિપત્તીઓથી બચી જવા પામી.

યૂનુસ (અ. સ.) ની ઘટના માનવ-જાતિ માટે એ સબક છોડતી ગઇ કે કવમ અને પ્રજાના સુધારકોએ કદી પણ હિમ્મત હારવી જોઇએ નહિ, અને સદાચાર તથા નેક કામો માટેની કોશિશોની સફળતા માટે ધૈર્ય અને સહનશીલતા ખોઇ બેસવા જોઇએ નહિ.

સમાપ્ત.

એકજ ભાવ અને ઓછામાં ઓછા દર

લેટેસ્ટ ડીઝાઈન્સના

ગરમ તથા સુતરાઉ

## સુટીંગ્સ-શરટીંગ્સ

ઉપરાંત

બેડ-શીટસ, ટીપોઇ કવર્સ, પીલો-કેસીસ અને
નેપકીન્સ, તરેહવાર રંગોના સેટસ પ્યુર તથા બીજા
જાણીતા મેકર્સના ટર્કીશ ટોવેલ્સ
સાર્ટિન-જીન, લોંગ-કલોથ, મલમલ, ટુવીલ, ટેનીસ
શરટીંગ્સ, શારોકીન, બોસકી, તરેહવાર વોયલ્સ,
ધોએલી તથા કોરી ચાદરો, કાઉન્ટર પીન્સ (ચારસા),
ફરોકસ, બાબાસુટસ, બ્લાઉઝીઝ, પેટી કોટસ,
બોડીઝ વગેરે.

પધારો

## 'ગીવ એન્ડ ટેક' સ્ટોર્સ

ચોકબઝાર (જુમ્મા મસ્જીદ પાસે) સુરત.

એક વારની મુલાકાત આપને જરૂર સંતોષ આપશે

માલીક:—

ઈબ્રાહીમ મુહમ્મદ સાલેહ અલ્લુ (રાંદેરવાલા)

# શા માટે પીડાઓ છો ?

**ઇશરત પીલ્સ:**—આ ગોળીઓ દિલ, દિમાગ, લીવર, હોજરી (સ્ટમક) વિગેરેની શિકાયતોને દૂર કરી, શરીરમાં અદભુત શકિતનો સંચાર કરે છે. ઉપરાંત જઠરાગ્નિને સતેજ કરી, શરીરની શિથિલતાને દૂર કરી ચ્હેરાને તેજસ્વી બનાવે છે. ગમે તે કારણે ધાતુ પાતળી થઇ અશકિત આવી ગઇ હોય તો ધાતુને પુષ્ટ કરી ફરીવાર જુવાની બક્ષે છે. ફકત એકજ શીશી વાપરી ખાત્રી કરો.

કીંમત ૪૦ ગોળીની શીશીનો રૂ. ૧-૮ ૦

**હબ્બે મુમસિક નાઇટ પીલ્સ:**—જેના સેવનથી બેજ કલાકમાં ધાતુનું રોકાણ અને અદભુત શકિત આપે છે જે દેખી તમે પોતે અજબ થઇ જશો. વીર્ય સ્થંભન માટે આ ગોળી લા જવાબ છે. એના સેવનથી કોઇ પણ ઝાતનું નુકસાન થતું નથી.

૧૨ ગોળીની શીશીના રૂ. ૩-૦-૦

અર્ધીના રૂ. ૧-૮-૦ પોસ્ટેજ અલગ.

**તીલાએ બેનઝીર:**—આ તેલ ગમે તેવી કમઝોરી અને નામર્દાઇ માટે અકસીર છે.

વિગત માટે પ્રાઇસલીસ્ટ મંગાવો. દરેક બીમારીનો ઇલાજ કરવામાં આવે છે.

| આફ્રિકાના એજન્ટ : | લખો અથવા મળો : |
| --- | --- |
| **યુનિયન પ્રિન્ટીંગ વર્કસ.** | મેનેજર, |
| ૯૧, વિકટોરિયા સ્ટ્રીટ, | **યુનાની ફાર્મસી** (રજી.) |
| **ડરબન.** નાટાલ. | ખાંડબજાર—**સુરત.** |

## તમારી ડાયરીમાં આ નામ હમેશ નોંધી રાખો.

# અ હ મ દ એન્ડ કો.

### કણપીઠ બઝાર, સુરત.



વિજળીક રોશનીને લગતી અવનવા પ્રકારની દરેક સામગ્રીઓ જેવી કે-ઇલેકટ્રીક ઝુમરો, ટેબલ લેમ્પો, ફિલિપ તથા બીજી ઘણી જાતના લેમ્પો, ઇલેકટ્રીક



ફીટીંગને લગતો સઘળી જાતનો સામાન

**—: ઉપરાંત :—**

પેટ્રોમેક્ષ ફાનસો, લાઇટો તથા લેમ્પો અને તેને લગતા ગ્લોબો ચિમનીઓ અને મેન્ટલો

**—: અને વળી :—**

અમારા પોતાના કારખાનામાં, અમારી જાતી દેખરેખ હેઠળ બનતી દરેક પ્રકારની સ્ટીલ ટ્રંકો, સુટ કેસો વગેરે વગેરે ફુટક તથા જથાબંધ કીફાયત ભાવે મળશે.

એક વખત અમારી દુકાનની મુલાકાત લેવા ખાસ ભલામણ છે.

રપે ભુવતા


હજુરીનું અતિ ઉત્તમ

સ્વાદિષ્ટ ફ્રુટો આઇસ્ક્રીમ.

# હજૂરીના સર્વશ્રેષ્ટ પીણાઓ પીઓ.

એકલા હજૂરીનું ઇલેકટ્રીક આઈસ્ક્રીમ મશીન એટલે ખાસ છેલ્લામાં છેલ્લી ઢબે અમેરીકન ઇલેકટ્રીક મશીનથી તૈયાર થતા આઇસ્ક્રીમનો જરૂર ટેસ્ટ લ્યો. તેમજ હજૂરી ફ્રૂટસના સર્વ શ્રેષ્ટ ઠંડા પીણા માંગો.

હજુરી કોલ્ડ્રીંક ડેપો

બ્રાંચ : બરાનપુરી ભાગળ—સુરત.

એકવાર પધારી ખાત્રી કરો.

# * મુસ્લિમ કેપ માર્ટ *

અમારે ત્યાં કુશળ કારીગરોના હાથે દરેક શેપની ટોપીઓ કિફાયત ભાવે અને સંતોષકારક રીતે વખતસર સીવી આપવામાં આવે છે. સાથે દરેક જાતની ગોલ, લુઝ તેમજ મિસરી સેપની તુર્કી ટોપીઓ તૈયાર મળશે યા બનાવી આપવામાં આવશે.

ઉપરાંત—

અમારે ત્યાં તુર્કી ટોપીઓ ધોવાનું તેમજ નરમ ટોપીઓને કમ્પલીટ ફીટીંગ કરી આપવાનું કામ મશીન માર્ફતે સારા કારીગરની દેખરેખ હેઠળ કરી આપવામાં આવશે.

તેમજ

રાંદેર, સુરત, મદ્રાસ, સિંગાપોરની બનેલી જાત જાતની રેશમી તેમજ સુતરાઉ લુંગીઓ, બચ્ચાંઓના ફેન્સી ફ્રોક, બાબા સૂટ, ગંજીફ્રાક તેમજ હોઝયરીનો માલ પણ મળશે.

બહારના ઓર્ડર ઉપર પુરતું ધ્યાન આપવામાં આવે છે.

મુસ્લીમ કેપ માર્ટ,

ભાગાતાલાબ રોડ, સુરત.

# કારવાં સચિત્ર ગુજરાતી માસિક

* ગુજરાત અને મહાગુજરાતના જાણીતા હિંદુ-મુસ્લિમ લેખકોના સહકારથી કારવાં નિયમિત રીતે દર અંગ્રેઝી મહીનાની ૧૫ મી તારીખે અચૂક બહાર પડે છે.

* કારવાંનાં કેટલાંક આકર્ષણો :

* બેકારની રેડીયો ટોક, વણજારાની પોઠ, ત્રિમાસિક મેહફિલ તથા રાજદ્વારી કાર્ટુનો એ એની ખાસ વિશિષ્ઠતા છે.

* કારવાંના ઇતિહાસ લેખો ખાસ અભ્યાસી દૃષ્ટિએ લખાએલા હોય છે.

* કારવાંનો કાવ્ય વિભાગ સમૃધ્ધ હોય છે.

* કારવાં શિષ્ટ અને ઇષ્ટ સાહિત્ય પીરસે છે.

* ખાતરી માટે નમુનાનો અંક સાત આનાની ટીકીટ મોકલાવી મંગાવી લો.

તંત્રી :—વહુશી રાંદેરી, સહતંત્રી:—"બેકાર"

લવાજમ રૂા. ૪) બરમા રૂા. ૫) પરદેશ શિલીંગ ૮

લખો :—'વહુશી' સાહિત્ય કાર્યાલય,

કણપીઠ-સુરત.

# બઝમે ઈકબાલની વ્યવસ્થાપક સમિતિ

## પેટ્રન

1 જનાબ હાજી ઇસ્માઈલ મુહમ્મદ વલીયુલ્લાહ સાહબ.
2 જનાબ હાજી મુહમ્મદ સુલયમાન ઈસ્હાક સાહબ.

| પ્રમુખ | ઉપપ્રમુખ |
| --- | --- |
| જ. એડવોકેટ છોટા ઇબ્રાહીમ કાઝી (બી. એ. એલએલ. બી.) | જ. એડવોકેટ કાસિમ દાવજી પ. (બી. એ. એલએલ. બી.) |

## ટ્રેઝરર

જનાબ મુન્શી અબ્દુર્રહમાન કાસિમભાઈ સાહબ.

## મુખ્ય મંત્રી

જનાબ અહમદ મમુજી આકુજી "સીરતી" સાહબ.

## મદદનીશ મંત્રીઓ

જનાબ (હાફિઝ) હાશિમ મુહમ્મદ ટીમોલ.
જનાબ સુલયમાન યૂસુફ વોરા (બી. એ.)

## ઓડીટર્સ

જનાબ પી. બી. સૈયિદ.
જનાબ વઝીરખાન અબ્દુર્રહમાનખાન

## બોર્ડના સભાસદો

1 જનાબ અહમદ ગોરા મુહમ્મદ ટીમોલ.
2 જનાબ મોલવી મુહમ્મદ યામીન.
3 જનાબ હુસેનશાહ રહીમશાહ.
4 જનાબ ગુલામ હુસયન અહમદ ઈસ્હાક.
5 જનાબ ગુલામહુસયન મુહમ્મદ પારખ (ડંગોર.)
6 જનાબ યુસુફ ઇસ્માઇલ ડાલા.
7 જનાબ અહમદ મુહમ્મદ રઝા કાઝી. (સફરે જવાથી)
જનાબ ગુલામ મોહંમદ અહમદ કથરાદા (જલ)

# બઝમે ઈકબાલ

**ગ્રંથમાળા:**

ઇકબાલના આદર્શોને પોષે એવા પ્રાણવાન સાહિત્યનું સર્જન કરતી મુસ્લિમ-ગુજરાતની પહેલી ગ્રંથમાળા.

## પ્રગટ થયલાં

1. થોડાંક ચરિત્ર-દર્શનો
2. જંગે યરમૂક
3. વતનની વેદી
4. કુર્આની કિસ્સા

(મૂલ્ય દરેકના પાંચ આના પોસ્ટેજ દરેકનો એક આનો અલગ.)

### લવાજમ

હિન્દ રૂ. ૨-૮-૦

પરદેશ ,, ૩-૦-૦ અથવા શિલિંગ પાંચ

અલ્પ લવાજમમાં ૬૦૦ થી ૮૦૦ પાનાના આઠ પુસ્તકો આપતી આ કશાય અંગત સ્વાર્થ વિનાની ગ્રંથમાળાના ગ્રાહક બની ઉત્તેજન દ્વારા તેની સફળતા ઇચ્છો!

લખો :—વ્યવસ્થાપક

બઝમે ઈકબાલ

કઠોર (વયા: સાયણ)